# A Guide

TO

*MACMILLANE'S*

# NEW ENGLISH READERS NO. III.

( મેકમિલન ન્યુ ઇંગ્લીશ રીડર નં. ૩ ના
અર્થ વિગેરેની નોટ. )





*Published and sold by*

**RANCHHODLAL MOTILAL.**

Bookseller and Publisher.

Richey Road—AHMEDABAD.

આવૃત્તિ ૨ જી      પ્રત ૧૨૦૦      સને ૧૯૧૭

Printed by Trikamlal Sankalchand Bhavsar
and Keshavgir Ramgir Goshai at
The Crown Printing Works–Richey Road,
Ahmedabad.

Re. 0—12—0

૪૫૯

# A Guide to Macmillan's New English Reader No. III.

*The Power and Wisdom of God*

( ધ પાવર એન્ડ્ વિઝડમ્ ઑફ્ ગૉડ્. )

**પરમેશ્વરની શક્તિ અને ડહાપણ.**

Power–પાવર્–n. શક્તિ.
Wisdom–વિઝ્ડમ્–n. ડહાપણ.
Hashim–હાશિમ્–n. છોકરાનું નામ છે.
The only son. એકનો એક દિકરો.
Loved–લવ્ડ્–v. ચહાતો હતો, બહુ વ્હાલ રાખતો.
Clever–કલેવર્–adj હોશિયાર.
Lad–લૅડ્–n. છોકરો.
Until–અનટિલ્–જ્યાં સુધિ નહિ.
Old–ઓલ્ડ્–ઉમ્મરનો.
Taught–ટૉટ્–v. શિખવ્યું. inf. To teach, pp. taught.
Learned–લર્નેડ્–adj વિદ્વાન.
Pious–પાયસ–adj ધર્મિષ્ટ.
Age–એઇજ–n. ઉમર.
Always–ઑલ્વેઝ્–adj. હમેશાં.
Eighth–એઇટથ–adj. આઠમી.
Birthday–બર્થડે–n. વર્ષ ગાંઠ; જન્મતિથી.

Was passed–વૉઝ્ પાસ્ડ્–પૂરો થયો.

Took him to school. તેને નિશાળે મુક્યો. inf. To take; pp. taken.

School-master–શિક્ષક.

Knew–ન્યુ–n. આવડતું inf. know; pp. known.

Count–કાઉન્ટ્–હિસાબ ગણવા.

Too–ટૂ–પણ.

Replied–રિપ્લાઇડ્–n. જવાબ દીધો, inf. To reply જવાબ દેવો.

Arithmetic–અરિથ્મેટિક્–n. અંકગણિત.

Then–ધેન્–ત્યાર પછી.

Turned–ટર્ન્ડ–ફર્યો; સામું જોયું.

Standing by–સ્ટૅન્ડીંગ્ બાય્–પાસે ઉભેલો.

Sir–સર–સાહેબ.

Have taught–હૅવ ટૉટ્–શિખવ્યું છે.

Will ask–પૂછીશ.

Questions–ક્વેશ્ચન્સ–પ્રશ્નો; સવાલો.

Thirdly–થર્ડલી–adj ત્રીજું.

Will try–વિલ ટ્રાય–v. યત્ન કરીશ.

Will help–v. મદદ કરશે.

To answer–ટુ ઍન્સર્– જવાબ દેવો.

Very well–વેરીવેલ્–બહુ સારૂં.

Thinking–ppr. ધારીને. inf. To think; pt, thought; pp. thought.

Easily–ઇઝિલિ–adv. સહેલાઇથી.

Kindly–કાઇન્ડલી–adv. માયાળુ પણે.
Secondly–સેકન્ડલી–adv. બીજું.
Well done–વેલ્ ડન્–શાબાશ; ઘણું સારૂ કીધું.
Cried–ક્રાઈડ્–v, બુમ પાડીને બોલ્યો inf. To cry.
Yourself. તમે પોતે.
Neatly–નીટલી–adv. સ્પષ્ટપણે.
Gladly-ગ્લૅડલી–adv. ખુશીથી.
Will teach, v. શીખવીશ.

---

## 2. *The Prince of Wales and the Boy.*

[ ધ પ્રિન્સ ઑાવ વેલ્સ ઍન્ડ ધ બૉાય ]

### પાટવી કુંવર અને છોકરો.

---

King–કિંગ્–n. રાજા.
Edward the Seventh–એડ્વર્ડ ધ સેવન્થ–સાતમો એડવર્ડ, આપણા હાલના શહેનશાહ પાંચમા જયોર્જના સ્વર્ગસ્થ પિતા.
Prince of Wales–પ્રિન્સ ઑાવ વેલ્સ–પાટવી કુંવર (પ્રંગ્રાંડનો).
Kindly–adj. માયાળુ.
Act–ઍક્ટ્–કામ.
Tales–ટેઇલ્સ્–n. વાર્તાઓ.
Are told–આર ટોલ્ડ્–v. કહેવામાં આવી છે. inf. To tell; pt. told.
It's–It is તે છે.

Really-રીઅલિ-adv. ખરેખર; ખરી રીતે.
Fact-ફૅક્ટ-ખરી વાત.
Gate-ગેઇટ્-n. દરવાજો.
Sobbing-સૅાબિંગ્-ડુસકાં ખાતો.
Sadly-સૅડ્લી-adv. દિલગીર ચહેરે.
Stopped-સ્ટૉપ્ડ-ઉભો રહ્યો, અટક્યો.
It was late. મોડું થયું હતું.
What made him cry. શા કારણથી તેને રડવું આવતું હતું: શા માટે તે રડતો હતો.
Badly-બૅડલિ-ખરાબ રીતે.
The soldier on guard-પહેરાપરનો સિપાઇ.
Wanted to see. જોવા માંગતો હતો.
Queen-ક્વીન્-n. રાણી.
Of course-ઑફ કોર્સ-અલબત.
He'd. He had.
Took by the hand. હાથ અડકાડ્યો.
Gently-જેન્ટ્લિ-adv. ધીમેથી; નરમાશથી.
Command-કમાન્ડ-n. હુકમ.
Under my command. મારા તાબે; મારા હાથ નીચે.
Certainly-સર્ટન્લી-adv. બેશક; નક્કી.
Kept his word. પોતાનું વચન (શબ્દ) પાળ્યું.
Noble નોબલ્-ઉમદા.
Lady-લેડી-સ્ત્રી
Sweet-સ્વીટ્-મધુર.

Beforo-બિફોર-પહેલાં.
A piece of gold. એક સોનાનો સિક્કો,
Grown-ગ્રોન-થયેલો. inf. grow; pt. grew.
Grey-ગ્રે- ભૂરો.
Remembers-રીમેમ્બર્સ-યાદ કરે છે, યાદ આવેછે.
Pleasure-પ્લેઝ્યૂર-n. આનંદ.
Golden-ગોલ્ડન-adj. સોનાનો.
Coin-કૉઇન-સિક્કો.
Greatest-ગ્રેટેસ્ટ-સૌથી મોટો.
Treasure-ટ્રેઝર-ખજાનો.
Have passed away. જતાં રહ્યાં છે, દેવલોક પામ્યાં છે.
Hearts-હાર્ટ્સ-અંતઃકરણ.



### 3. *Planting Trees for Others.*
[ પ્લૅન્ટીંગ ટ્રીઝ ફૉર અધર્સ. ]
## બીજાઓને માટે ઝાડ રોપવા વિશે.



Planting-પ્લૅન્ટીંગ- રોપતાં; રોપવા વિશે.
Hunting-હન્ટિંગ-શિકાર કરતાં.
Was out hunting. શિકાર કરવા નિકળ્યો હતો;
Met with-મેટ્ વિથ-ને મળ્યો.
Mango-મૅન્ગો-કેરી.
Tree-ટ્રી-n. ઝાડ.

A mango tree. આંબો.
Fool-ફૂલ-n. મૂર્ખ.
Officers-ઑફિસર્સ-અમલદારો
Will live-વિલ લિવ-v. જીવશે.
Fruit-ફ્રુટ-n. ફળ.
Laughed-લાફ્ડ-v. હસ્યા.
Too-ટૂ-પણ.
How old are you ?. તમારી ઉમ્મર કેટલી છે ? તમને કેટલાં વર્ષ થયાં છે ?
Eighty years old. ઍસી વર્ષની ઉમ્મરનો.
Thank-થૅન્ક- ઉપકાર માનું છું.
Healthy-હેલ્થી-તદુરસ્ત.
Strong-સ્ટ્રૉંગ-મજબુત.
Trouble-ટ્રબલ-મહેનત.
As-ઍઝ-જેવી રીતે.
Fathers-વડવાઓ.
Grandchildren-ગ્રાન્ડચિલ્ડ્રન-પૌત્રો; છોકરાંઓ.
Was pleased with the answer. જવાબ સાંભળીને ખુશ થયો.
Present-પ્રેઝન્ટ-બક્ષીસ; ઇનામ,
For nothing. નકામું.
Have planted-v. વાવ્યું છે.

## 4. *The Bat*–ધ બૅટ્.
## ચામાચિડીઉં.

---

Bat-બૅટ્–n. ચામાચિડીઉં.
Strange-સ્ટ્રેઇન્જ–adj. અજબ; વિચિત્ર.
Animal–ઍનિમલ્–પ્રાણી.
Bird–બર્ડ્– પક્ષી.
Wings–વિંગ્ઝ્–પાંખો.
Can fly–v. ઉડી શકે છે. pt. flew; pp flown.
Like a mouse with wings. પાંખોવાળા ઉંદર જેવું.
Feathers–ફેધર્સ્–પીછાં.
Those એ છબ્દ Feathersને બદલે આવ્યો છે માટે તેનો અર્થ પીછાં થાય છે.
Skin–સ્કિન્–ચામડી.
Body–બૉડિ–શરીર.
All over a bird's body–પક્ષીના આખા શરીરપર.
Is covered–ઇઝ્ કવર્ડ્–v. ઢંકાયલું છે.
Soft–સૉફ્ટ્–adj. નરમ.
Fur–ફર્–n. રૂવાં.
Beaks–બીક્સ્–ચાંચો.
Pick up–પિક્ અપ–v. ઉપાડી લે છે.
Food–ફૂડ્–ખોરાક.
Teeth–ટીથ–દાંતો. ( sing. ) Tooth.
Sharp–શાર્પ–adj. તીક્ષ્ણ.

Bite-બાઇટ્-v. કરડવું pt. bit; pp. bitten.
Can bite very hard-ઘણું દાબીને ( જોરથી ) કરડી શકે છે.
Lay-લે-મૂકે છે. pt. laid; pp. laid.
Eggs-એગ્ઝ્-n. ઇંડાં.
Young ones-યંગ્ વન્સ્-n. બચ્ચાં.
Mice-માઇસ્-n. ઉંદરો ( sing. ) Mouse.
Suckle-સકલ્-v. ધવરાવે છે.
Most-મોસ્ટ્-adj. ઘણાં. ( pos. ) many; (comp.) more.
Hard-હાર્ડ્-adv. અઘરૂં.
To find-ટુ ફાઇન્ડ્-શોધી કાઢવું.
Whole-હોલ્-adj. આખું.
Can hear-કૅન હીઅર્-સાંભળી શકે છે.
Slightest-સ્લાઇટેસ્ટ્-adj. ધીમામાં ધીમો; સૌથી ધીમો
( Superlative of ) Slight.
Sound-સાઉન્ડ્-n. અવાજ.
Beasts-બીસ્ટ્સ્-n. પશુઓ.
Feet-ફીટ્-n. પગો ( sing. ) Foot.
Real-રીઅલ્-adj. ખરા.
Claws-ક્લૉઝ્-n. પંજા.
Hind-હાઇન્ડ્-adj. પાછલા.
Legs-લેગ્ઝ્-n. પગો.
Can hang-કૅન્ હૅંગ્-લટકી શકે છે; લટકાવી શકે છે.
Scarcely-સ્કૅર્સ્લિ-adv. ભાગ્યેજ.
Can fly-ઉડી શકે છે.

Through-થ્રુ-માં થઇને.

It can only fly along through the air-તે માત્ર હવામાં થઇને ઉડી શકે છે.

Folded-ફોલ્ડેડ્-બંધ કરેલી; બીડી દાધેલી.

With...folded-પોતાની પાંખો બીડી દઇને.

Dark-ડાર્ક-adj. અંધારી.

Cave-કેવ્-ગુફા.

Temples-ટેમ્પલ્સ-n. મંદિરો.

Bright-બ્રાઇટ્-adj પ્રકાશિત.

Light-લાઇટ્-n. અજવાળું.

Sun-સન્-n. સૂર્ય.

Crows-ક્રોઝ્-n. કાગડા.

Chase-ચેઇઝ્-v. શિકાર કરે છે. પાછળ પડે છે.

Kill-કિલ્-v. મારી નાંખે છે.

Safely-સેઇફ્લી-adv. સહિસલામત.

Sets-સેટસ્-આથમે છે.

Dart about-ડાર્ટ ઍબાઉટ્-આમ તેમ દોડે છે.

Swiftly-સ્વિફ્ટલી-adv. ચપળતાથી; ઝડપથી.

Catch-કૅચ-પકડે છે.

Insects-ઇન્સેક્ટસ-n. નાનાં જીવડાં; જંતુઓ.

Are called-કહેવાય છે.

Flying Foxes-ફ્લાયીંગ્ ફૉક્સીઝ્-n. ઉડતાં શિયાળ.

Thick-થિક્-adj. જાડી.

Shady-શેઇડી-adj. ઘટાવાળાં; છાયાવાળાં.

Numbers-નમ્બર્સ્-n. સંખ્યા.
At sunset-ઍટ્ સન્સેટ્-સંધ્યાકાળે.
Lines-લાઇન્સ્-n. હારો.
Fruit trees-ફળવાળાં ઝાડો.
That they know of-જે તેઓ જાણે છે.
All night long-આખી રાત.
Feed upon-ફીડ્ અપૉન્-v. ખાય છે.
Screaming-સ્ક્રીમિંગ્-ચીસો પાડતાં; કીકીઆરી કરતાં.
Fighting-ફાઇટિંગ્-લડતાં.
Owners-ઓનર્સ્-n. માલિકો.
To watch-ટુ વૉચ-સાચવવા.
Drive away-ડ્રાઇવ્ અવે'-હાંકી કાઢવા.

---

### 5. *The Bat, the Birds, and the Beasts.*

( ધ બૅટ્, ધ બર્ડ્ઝ્ ઍન્ડ ધ બીસ્ટ્સ. )

## ચામાચિડીઉં, પશુઓ અને પક્ષીઓ.

---

Birds-બર્ડ્ઝ્-n. પક્ષિઓ.
Beasts-બીસ્ટ્સ-n. પશુઓ.
Fought-ફૉટ્-v. લઢયાં; ને લઢાઈ થઇ. inf. To fight; pp. fought.
Battle-બૅટ'લ્ n. લડાઇ.
Was long-લાંબો વખત ચાલી.

Creature-ક્રીચર-n; પ્રાણી.
May have heard-સાંભળ્યું હશે.
Cunning-કનિંગ્-adj. લુચ્ચું.
Fellow-ફેલો'-n. ( માણુસ ) પ્રાણી.
Tried-ટ્રાઇડ-n. પ્રયત્ન કરવું. inf. To try; pp. tried.
Winning side-જીતવાળો પક્ષ.
Side-સાઇડ-પક્ષ.
Perhaps-પર્હૅપ્સ-કદાચ.
I'd-I had.
I'd better tell you-મારે તમને કહેવું તે વધારે સારૂં છે.
Were winning-વેર વિનિંગ્-v. જીતતાં હતાં.
Leader—લીડર—n. આગેવાન.
Doubt-ડાઉટ્-શક આવતો હોય.
The least-ધ લીસ્ટ્-લગારે.
If you-least—જો તમને આને વિષે લગારે શક આવતો હોય તો.
Gave milk—દૂધ આપતી; ધવરાવતી.
Young-યંગ્-n. બચ્ચું.
Does give milk-ધવરાવે છે.
Yield—યીલ્ડ—તાબે થવું.
I will never yield—હું કદી તાબે થઇશ નહિ.
Next-નેક્સ્ટ્-adj. બીજો.
The very next day—બીજેજ દિવસે.
Heard say-હર્ડ સે'-કહેતા સાંભળ્યા. inf. To hear; pp. heard.

People-પિપ'લ્-લોકો.

Were beginning-વેર બિગીનિંગ્-v. શરૂઆત કરતા હતા.

To lose—ટુ લુઝ્—હારવાની.

Were...lose—હારવા માંડતા હતા.

Jumped-જમ્પ્ડ્-v. કુદ્યું.

Fright—ફ્રાઇટ્-n. બીક.

Rushed off—રશ્ડ્ ઑફ્—ધસ્યું.

As fast as he could-પોતાથી બને તેટલી ઝડપથી.

News —ન્યુઝ્-સમાચાર.

Help-હેલ્પ-n. મદદ.

I'll-I will.

Quarrel-ક્વૉરલ્-n. કજીઓ. લડાઇ.

Was mended-વૉઝ્ મેન્ડેડ્-v. સુધારવામાં આવ્યો; સમાધાન કરવામાં આવ્યું.

War-વૉર્-n. લડાઇ.

Had lasted-હૅડ્ લાસ્ટેડ્-v. ટકી હતી.

Was ended-વૉઝ્ એન્ડેડ્-છેડો આવ્યો.

Peace-પીસ્-n. સલાહ.

To enjoy-ટુ એન્જૉય્-ભોગવવા; ઉડાવવા.

Splendid-સ્પ્લેન્ડીડ્-adj. સુંદર.

Feast-ફીસ્ટ્-n. મિજબાની.

Seat-સીટ્-n. બેઠક.

Plenty-પ્લેન્ટી-adj. પુષ્કળ.

Fun-ફન્-n. ગમ્મત.

Will guess-વિલ્ ગેસ્-v. અટકળ કરશો, નો ખ્યાલ આવશે.
'T was-It was.
Bowed-બાઉડ્-નમ્યું; સલામ કરી.
With a smile on his face-હસતા મોંએ.
Crept out-ક્રેપ્ટ્ આઉટ્-ચુપચુપ બહાર ચાલ્યું ગયું.
Broad-બ્રૉડ્-ખુલ્લા.
Daylight-ડે'લાઇટ્-n. દિવસનું અજવાળું; પ્રકાશ.
Ashamed-ઍશેઇમ્ડ્-શરમાઇને.
Hid-હિડ્-v. સંતાઇ ગયું. inf. To hide, pp. hidden.
Hole-હો'લ-દર.
Except-એક્સેપ્ટ્-સિવાય. Accept-ઍક્સેપ્ટ્-કબુલ રાખવું.
Haven't-Have not.
Since then-ત્યાર પછી.
Is afraid-ઇઝ્ ઍફ્રેઇડ્-બીએ છે.
Den-ડેન્-ગુફા; દર.
Deep-ડીપ-adj. ઊંડું, ઘણું.
Are gone to sleep. ઉંઘી ગયાં હોય છે.

---

### *6. The Cats who went to Law.*

( ધ કૅટસ હુ વેન્ટ ટુ લૉ )

## બિલાડીઓ ન્યાય મેળવવા ગઈ તે વિશે.

Cats-કૅટસ્-બિલાડીઓ.
Law-લૉ-કાયદો.

Went to law. ન્યાય મેળવવા ગઈ, ઇન્સાફ કરાવવા ગઇ inf. To go; pp. gone.

Once on a time. એક વખત.

Lived–લિવ્ડ–રહેતી હતી.

Same–સેઈમ–adj. તેજ.

Town–ટાઉન–શહેર.

Were great friends. ને ઘણી દોસ્તી હતી.

Afternoon–આફટરનૂન–બપોર.

Were out for a walk. બહાર ફરવા ગયા હતા.

Open–ઓ'પન–adj. ખુલ્લી.

Window–વિન્ડો–બારી.

Peeping–પીપિંગ–ડોકીઉં કરતાં.

Cake–કેઈક–ભાખરી.

Jumped–જમ્પ્ડ–કુદી પડી.

Lightly–લાઇટલી–v. p. ધીમેથી.

Sprang–સ્પ્રૅન્ગ–કુદકો માર્યો. inf. To spring pp. sprung.

Seized–સીઝડ–પકડી.

Pulled–પુલ્ડ–ખેંચી.

Till it broke into two pieces તેના તૂટીને બે કટકા થયા ત્યાં સૂધી.

Was holding–વૉઝ હોલ્ડીંગ–પકડી રાખ્યો હતો. pt held; pp. held.

Leapt–લેપ્ટ–કુદકો માર્યો. inf. To leap, pp leapt.

Garden–ગાર્ડન–વાડી.

Larger–લા ર્જ્ર–વધારે મોટો–pos.–large, Super. largest.
Brought–બ્રૉટ્–આની. inf. To bring; pp. brought.
Ought to have ને મળવો જોઇએ.
Equal–ઇકવલ્–adj. સરખો.
Share–શેર–ભાગ.
Give up–ગિવ્ અપ–છોડી દેવું.
You shall have to give up. તમારે છોડી દેવો પડશે,
Scratch–સ્ક્રેચ–નહોરીયાં ભરવા.
Monkey–મંકી–વાંદરો.
Agree–ઍગ્રી–એકમત થવું,
Why don't you go to law ? તમે શા માટે ન્યાય મેળવવા જતાં નથી? તમે શા માટે ઇન્સાફ કરાવવા જતાં નથી?
Judge–જજ–n, ન્યાયાધિશ.
Will settle--વિલ્ સેટલ્–v. પતવશે, નિકાલ લાવશે.
Case–કેઇસ્–મુકદમો; તકરાર,
Properly–પ્રૉપર્લી–adv. બરાબર.
Held–હેલ્ડ–ભરી.
Court–કોર્ટ–n. અદાલત.
Shady–શેઇડી–adj. છાયાવાળી.
Top–ટૉપ–n. ટોચ.
I see–હું સમજયો.
Weigh–વેઇ–વજન કરવું. Weighed વજન કર્યું.
Scales–સ્કેઇલ્સ–n. ત્રાજવાં.
Scale-pan–સ્કેઇલ્-પૅન્–પલ્લું.

Just as I thought મેં ધાર્યું હતું તેમજ. inf. To think; pp. thought.

Heavier-હેવિઅર્-વધારે ભારે. pos. heavy, Super-heaviest.

Lighter-લાઇટર્-વધારે હલકો pos. Light; super-lightest

Bit off-કરડી ખધો-inf. To bite pp. bitten.

Remarked-રિમાર્કઈ-v. ટીકા કરી; કહ્યું

Uneasy-અનઇઝી-adv. વ્યાકુળ.

Began to feel uneasy વ્યાકુળ થવા લાગી.

Mind-માઇન્ડ-ધ્યાન આપવું, દરકાર કરવી.

We do not mind-અમને દરકાર નથી.

Are satisfied-આર સૅટિસ્‌ફાઇડ-સંતોષ પામ્યાં છીએ

Quite-ક્વાઇટ્-તદ્દન. Quiet-ક્વાએટ-શાંત

Upright-અપરાઇટ્-પ્રમાણિક,

The court is not-The court is not satisfied

Trial-ટ્રાયલ્-n તપાસ.

Is over-પૂરી થઈ છે.

Just the some-લગભગ એક સરખા.

Size-સાઇઝ્-કદ,

Weight-વેઇટ્-n. વજન.

Fee-ફી-મહેનતાણું.

For trying-ચલાવવાને માટે; ની તપાસ કરવાને માટે.

Crammed-ક્રેમ્ડ-ભરી દીધું. inf. To cram.

Dismissed-ડિસ્મિસ્ડ-બરખાસ્ત કરી.

## 7. *Speak Gently* સ્પિક જેન્ટલિ
## ધીમેથી બોલો.

Gently–જેન્ટલી–ધીમેથી.
Far better–ઘણું વધારે સારૂં–pos. good super. best
To rule–ટુ રૂલ–રાજ્ય કરવું.
Love–લવ્–n. પ્રિતી, હેત.
Harsh–હાર્સ–adj. કઠોર,
Mar–માર્–બગાડવું.
To gain –ટુ ગેઇન્–મેળવવો.
Tones–ટોન્સ–શબ્દો.
Mild–માઇલ્ડ–નમ્ર; ધિમા.
Remain–રિમેઇન–રહેવું.
The aged one–ધી એઇજેડ વન્-ઘરડો માણસ
Grieve–ગ્રીવ–દુઃખ દેવું.
Care-worn–કૅર-વોર્ન–જંજાળી, દુઃખી, ફિકરથી ક્ષુબ્ધ
Course–કોર્સ–મુદત.
Nearly–નીઅર્લી–લગભગ.
Is run–ઇઝ રન–આવી રહી છે; પુરી થઇ છે.
Depart–ડિપાર્ટ–છૂટા થવું.
Enough–ઇનફ–જોઇએ તેટલું.
Endure–એન્ડ્યુઅર–સહન કરવું.
Unkind–અનકાઇન્ડ–અકૃપાળુ.
Joy–જોય–આનંદ.

---

## 8. *The Rose*–ધ રોઝ઼.

## ગુલાબ.

Rose–રોઝ઼–ગુલાબનું ફુલ.
Lovely–લવ્લી–adj. મનોહર.
Smell–સ્મેલ્–સોડાય છે; ની સોડમ આવે છે.
Sweet–સ્વીટ્–મધુર.
Queen–ક્વીન્–રાણી.
Wild–વાઇલ્ડ્–adv. જંગલી રીતે.
Wild–વાઇલ્ડ્–adj. જંગલી.
Garden rose–બાગમાં ઉગતાં ફુલ; બાગનાં ફુલ.
Perfect–પર્ફેક્ટ્–સંપૂર્ણ.
Varieties–વેરાએટીઝ઼–જાતો. sing. Variety.
Different–ડિફ્રન્ટ્–જુદા જુદા.
Colours–કલર્સ–રંગો.
Yellow–યલો'–પીળા.
Pink–પાઇંક્–ગુલાબી.
Tint–ટિન્ટ્–રંગ; પાસ; છાંટ.
Cheeks–ચીક્સ્–ગાલ.
Cold–કો'લ્ડ્–ટાઢા.
Sign–સાઇન્–નિશાની.
Bushes–બુશીઝ઼–છોડવા.
Sharp–શાર્પ–તિક્ષ્ણ.
Thorns–થૉર્ન્સ–કાંટા.
Prick–પ્રિક્–ભોંકાવું; વાગવું.

Named-નેઇમ્ડ્-નામે; નામની.
Nur-Jehan-નુર જહાન્-મોગલ શહેનશાહ જહાંગીરની સ્ત્રી.
( દુનિયાનું નૂર અથવા તેજ. )
Light-લાઇટ્-n. પ્રકાશ.
Husband-હસ્બન્ડ્-ધણી.
Bath-બાથ-n. નહાવાનું પાણી.
To scent-ટુ સેન્ટ્-વાસ આવવી.
Were left-વેર લેફ્ટ્-પડી રહ્યાં હતાં.
Happened-હૅપન્ડ્-બન્યું.
Floating-ફ્લો'ટીંગ્-તરતું.
Top-ટૉપ-સપાટી; ટોચ.
She-handkerchief-તેણે તેને પોતાનો રૂમાલ અડકાડ્યો.
Perfume-પરફ્યુમ્-અત્તર.
Finest-ફાઇનેસ્ટ્-સૌથી મધુર.
Largely-લાર્જલી-ઘણું ખરૂં; મોટા ભાગે.
Persia-પર્શ્યા-ઇરાન; દેશનું નામ છે.
For the sake of-ને માટે.
Rose-water-ગુલાબજળ
Rare-રૅર્-નાદર; દુર્લભ; ભાગ્યે મળી શકે તેવું.
Costly-કૉસ્ટ્લી-કિંમતી.
Freshly picked-તાજાં ચુટેલાં.
Closed-ક્લો'ઝડ્-બંધ; બંધ કરેલાં.
Is heated-ઇઝ્ હીટેડ્-ગરમ કરવામાં આવે છે.
Vapour-વેપર-વરાળ.

Tube-ટ્યુબ-નળી.
Is poured-ઇઝ્ પો'ર્ડ-v. નાંખવામાં આવે છે; રેડવામાં આવે છે.
Shallow—શૅલો'—adj. છાછરા.
Pans—પૅન્સ—વાસણ; કઢાઇઓ
Is carefully taken off-કાળજીથી લઇ લેવામાં આવે છે.
Feather-ફેધર્-પીછું.
Valuable-વૅલ્યુએબલ્-કિંમતી.
Tola-તોલા-રૂપિયાભાર.
Invite-ઇન્વાઇટ્-v. નોતરે છે.
Sprinkle-સ્પ્રિંકલ્-છાંટે છે.

---

### 9. *The Tailor and the Carpenter.*

( ધ ટેઇલર ઍન્ડ ધ કાર્પેન્ટર )

**દરજી અને સુતાર.**

Tailor-ટેઇલર્-દરજી.
Carpenter-કાર્પેન્ટર્-સુતાર.
Journey-જર્ની-મુસાફરી.
Bygone-બાઇગૉન્-adj. પાછલા; અસલના.
Days-ડે'ઝ્-દિવસ; વખત.
Stout-સ્ટાઉટ્-કદાવર.
Bold-બો'લ્ડ-બહાદુર.
Rocks-રૉક્સ્-ખડકો.
It led through-જેમાં થઇને જતો.

Fierce–ફીઅર્સ–ક્રુર.

I'd–I would.

Boastfully–બોસ્ટફુલી–adv. ગર્વથી.

Scarcely–સ્કૅર્સ્લી–adv. ભાગ્યેજ.

Scarcely–when "મારાપર વિશ્વાસ રાખ" એવું તે ભાગ્યેજ કહી રહ્યા તેટલામાં

Brown–બ્રાઉન્–ભૂરૂં.

Bear–બેર્–રિછ.

Wood–વૂડ્–જંગલ.

Rushed out–ધસી આવ્યું.

Would–loud–ખડખડ હસી પડયા હોત.

Fright–ફ્રાઇટ્–n. બીક.

Quickly–ક્વિક્લિ–adv. ઉતાવળથી.

Lofty–લૉફ્ટી–ઉંચી

Climbed–ક્લાઇમ્બ્ડ્–ચઢી ગયો.

Gave–thought–જરાગારે વિચાર કર્યો નહિ.

To save–ટુ સે'વ–બચાવવા.

Still–શાંત

Sniff–સુંઘવું તે; નસકોરાં વડે સાસ લેવો તે.

Grunting–ગ્રંટીંગ્–અવાજ કરતું.

Do declare–ડુ ડીક્લે'ર–જણાવું છુ.

As much as to say–એટલું જણાવતું.

Whisper–વ્હિસ્પર્–કાનમાં કહેવું; ધીમેથી કહેવું.

Have nothing to do–કામ પાડતા નહિ.

Boaster—બો'સ્ટર—અભિમાની પુરૂષ; ગર્વિષ્ટ પુરૂષ.
Warning—વૉર્નીંગ્—ચેતવણી.
Good morning-સાહેબજી.

---

## *10. Rice.*—રાઇસ.

## ચોખા.

Rice-રાઇસ્-n. ચોખા.
Grows-ગ્રો'ઝ્-ઉગે છે. pt grew; pp. grown.
Hot—હૉટ્-ગરમ.
Plenty-પ્લેન્ટી-પુષ્કળ.
Paddy-પૅડી-n. ડાંગર.
Is cleaned-સાફ કરવામાં આવે છે.
Rainy soason-રેઇનિ સીઝન્-ચોમાસું.
Tanks-ટૅંક્સ્-તળાવો.
Are gotting full-ભરાય છે.
Busy-બીઝિ-ઉદ્યોગી; કામે લાગેલા.
Bullocks-બુલૉક્સ્-બળદો.
Plough-પ્લાઉ-હળ. v. ખેડવું. Ploughs-ખેડે છે.
Soft-સૉફ્ટ્-પોચી.
Corner-કૉર્નર-ખુણો.
Seeds-સીડ્ઝ્-બીઆં.
Pulls up-ખેંચી કાઢે છે.
Roots-રૂટ્સ્-મુળીઆં.

Ties-ટાઇઝ-બાંધે છે. inf. to tie.
Bundles-બંડલ્સ-ભારીઓ.
Push-પુશ-ધક્કેલે છે.
Take root-તે મુળ ખાઝે છે.
Thirsty-થર્સ્ટી-તરસ્યા.
Suck up-સક્ અપ-ચુસી લે છે.
Ripe-રાઇપ-પાકી.
Stalk-સ્ટૉક-સાંઠો.
Grains-ગ્રેઇન્સ-દાણા.
Brown-બ્રાઉન-ભૂરી.
Fall over-પડી જાય છે; નમી જાય છે.
To reap-ટુ રીપ-લણવું.
Sickles-સીકલ્સ-દાતરડાં.
Must be parted-છૂટા થવા જોઇએ.
Straw-સ્ટ્રૉ-પરાળ.
Baskets-બાસ્કેટસ-ટોપલીઓ.
Smoöth-સ્મૂથ-સુંવાળી.
Sieve-સીવ-ચારણી.
Blows away-ઉરાડી દે છે. pt. blew pp. blown.
Bits-કટકા.
Falls into a heap-નો પડીને ઢગલો થાય છે.

## 11. *The Ant and the Grasshoppers.*

( ધી ઍન્ટ ઍન્ડ ધ ગ્રાસહૉપર્સ ).

## કીડી અને તીડો.

Ant—ઍન્ટ—કીડી.
Grasshoppers—ગ્રાસહૉપર્સ—તીડો.
Merrily—મેરીલી—adv. આનંદથી.
Chirping—ચર્પીંગ્—ચીંચીં કરતાં.
Frisked—ફ્રિસ્કડ્—ચેકડા મારતાં હતાં; મઝા કરતાં હતાં.
Hay—હે—સૂકું ઘાસ.
Sunshine—સનશાઇન—તડકો.
Hopping and skipping—હૉપિંગ્ ઍન્ડ સ્કિપિંગ્—કુદકા મારતાં અને ચેકડા મારતાં.
Weary—વીઅરિ—થાકેલાં.
Dreaming—ડ્રીમિંગ્—સ્વપ્નું આવતું.
A cloud might darken to-morrow—આવતી કાલે વાદળું મટીને અંધારૂં થશે; આવતી કાલે ખરાબ દિવસ આવશે.
Jumped and danced—કુદતાં અને નાચતાં.
Weather—વેધર્—હવા.
Busily—બિઝિલિ—કામમાં
Plodding away—પ્લૉડિંગ્ અવે'—રસ્તો કાપતી.
Struggled on—સ્ટ્રગલ્ડ્ ઑન્—મહેનત કરીને આગળ ચાલી જતી હતી.
Ear—ઇઅર્—કણસલું.

Imporper-ઇમ્પ્રૉપર-અઘટિત; ગેરવ્યાજબી.
Rude-રુડ-જંગલી.
Chat-ચૅટ-વાત.
Have-chat-એક સુંદર વાત કરીએ.
Store-સ્ટોર-ભંડાર.
Return-રિટર્ન-પાછું ફરવું.
Fetch-ફેચ-લાવવું.
To work hard-સખત કામ કરવું.
Falls fast-જોરથી પડે છે.
Last-લાસ્ટ-ટકે છે.
I do not-rain-વરસાદ વિષે વિચાર કરવામાં કાંઇ સારૂં હોય
તેવું મને જણાતું નથી.
Are spoiling-આર સ્પૉઇલિંગ-બગાડો છો.
Spending-સ્પેન્ડિંગ-ગાળીને; ગુમાવીને.
Ceaseless-સીઝલેસ-અટક્યા વગરની; નિરંતર.
In toiling-ઇન્ ટૉઇલિંગ-મહેનત કરવામાં.
Burden-બર્ડન-બોજો.
Down came-પડ્યો.
Dying-ડાઇંગ-મરતાં.
Sunny-સની-પ્રકાશીત.
Faintly-ફેઇન્ટલિ-ધીમેથી.
To lay up-બચાવવા.

---

## 12. *Late Lateef*—લેઇટ્ લતીફ.
## મોડો ( થતો ) લતીફ.

Late–લેઇટ્–મોડો.
Latiff–લતીફ–છોકરાનું નામ છે.
Happy–હૅપી–સુખી.
As a rule–નિયમ તરીકે; સાધારણ રીતે.
Fault–ફૉલ્ટ્–ખોડ.
In time–વખતસર.
He-school–તેને નિશાળે મુકવામાં આવ્યો.
Week–વીક્–અઠવાડીઉં.
Heard-this–મહેતાજીને આ કહેતાં સાંભળ્યા.
Felt ashamed–શરમાઇ ગયો; શરમિંદો પડી ગયો.
Just the same–તેવોજ.
Breakfast–બ્રેક્ફાસ્ટ્–n. નાસ્તો.
Went on playing–રમ્યા કર્યું.
Quarter–ક્વૉર્ટર–પા. ( ૦। )
Hour–અવર–કલાક.
Elder brother–એલ્ડર બ્રધર–મોટો ભાઇ.
It is-o'clock–ત્રણ તો વાગ્યા છે; હમણાંજ ત્રણ થયા છે.
At half-past three–સાડા ત્રણે વાગે.
To ffy–ઉડાડવો.
Kite–કાઇટ્–પતંગ.
Fair–ફે'ર–n. મેળો.

Was ( held )-ભરવામાં આવતો હતો; ભરાતો હતો.
Fun-ફન-મઝા.
Races-રેઇસીઝ-શરતો ( ઘોડાની. )
Jugglers-જગ્લર્સ-જાદુગરો.
Games-ગેઇમ્સ-રમતો.
Tops-ટૉપ્સ-ભમરડા.
Dolls-ડૉલ્સ-પૂતળીઓ.
Sweetmeats-સ્વીટમીટસ-n. મીઠાઇઓ.
By railway-બાય રેઇલ્વે'-આગગાડીના રસ્તે.
Had been-fair-મેળાની રાહ જોયા કરતાં હતાં;
Holiday-હૉલિડે'-રજા; તહેવાર.
Were sold-વેર સોલ્ડ-વેચાતી હતી. inf. To sell; pt. sold.
Mind-માઇન્ડ-ધ્યાનમાં રાખજો.
The train-nobody-ગાડી કોઇને માટે રાહ જોતી નથી; ઉભી રહેતી નથી.
To set out-ટુ સેટ આઉટ-નીકળવાને.
Shouted-શાઉટેડ-બુમ પાડી.
In front-ઇન ફ્રન્ટ-આગળ.
Will miss-વિલ મિસ-ચુકી જઇશું.
Reached-રીચ્ડ-પહોંચ્યા.
Seats-સીટસ-બેઠકો.
Take your seats-તમારી જગાએ બેસી જાઓ.
Room-રૂમ-જગા.
Carriage-કેરેજ-ગાડી.

Sisters—સિસ્ટર્સ્—બહેનો.
Got into—માં ગયાં; માં બેઠાં.
Exactly—એગ્ઝૅક્ટ્લી—adv. બરાબર.
Blew—બ્લ્યુ—વગાડી; ફુંકી. inf. To blow. pp. blown.
Whistle—વ્હિસલ્—સિસોટી.
Started—સ્ટાર્ટેડ્—ઉપડી.
Platform—પ્લૅટ્‌ફૉર્મ—પરથાર.
As hard as he can—તેનાથી બને તેટલા જોરથી.
Bawls—બૉલ્સ—બુમ પાડે છે; બરાડા પાડે છે.

---

## *13. Mr. Fox and Mr. Stork.*

( મિ. ફૉક્સ ઍન્ડ્ મિ. સ્ટૉર્ક્. )

**શિયાળ અને બગલું.**

Fox—ફૉક્સ—શિયાળ.
Stork—સ્ટૉર્ક્—બગલું.
To-night—ટુ નાઇટ્—આજ રાત્રે.
Will dine—વિલ્ ડાઇન્—જમશો.
At leisure—ઍટ્ લીઝર—નવરૂં.
Bill-બિલ્-ચાંચ.
To peck-ટુ પેક્-ખાવું; ચાંચ વડે બોળવુ.
On fish-ઑન્ ફિશ-માછલી ખાઇને.
Flat-ફ્લૅટ્-છાછરૂં.

Could-flat-છીછરા વાસણમાંથી ખાઇ શકશે નહિ.
Shallow-શૅલો-છીછરી.
Soup-સુપ-શેરવો.
Help yourself to-તમે ખાવાં માંડો.
Friendly-ફ્રેન્ડલી-માયાળુ વિવેકી.
Tasty-ટેઇસ્ટી-સ્વાદદાર.
Pecked-પેક્ડ-ચાંચ બોળી.
In vain-ફોકટ.
Lapped up-લેપ્ડ અપ-ચપાટી ગયું; ચાટી ગયું.
Paws-પૉઝ-પંજા.
Tips-ટિપ્સ-છેડા.
With a grin-દાંત કચકચાવીને; દાંતીઆં કરીને.
Host-હોસ્ટ્-યજમાન.
Guest-ગેસ્ટ્-મહેમાન.
Confess-કન્ફેસ-કબુલ કરૂં છું.
Silly-સીલિ-મૂર્ખ.
Wiles-વાઇલ્સ-કપટ.
Sly-સ્લાય-લુચ્ચુ'
Trotted off-ટ્રૉટેડ ઑફ-ખદડુક ખદડુક ચાલ્યું.
Bow-બાઉ-સલામ.
Was served-વૉઝ સર્વ્ડ-પિરસવામાં આવ્યો હતો.
Narrow-necked-નૅરો નેકડ-સાંકડા મોંની.
Jar-જાર-ચંબુ; શિશોઇ.

Bottom-બૉટમ-તળિઉં.
Deep-ડીપ-ઉંડો.
Turned out-ટર્નડ આઉટ્-બન્યું.

---

### *14. Rama Crying for the Moon.*

( રામ ક્રાયિંગ ફૉર ધ મૂન. )

**ચંદ્રને માટે રડતો રામ,**

Rama-રામ-દશરથ રાજાના પુત્ર; હાલ તે દેવ તરીકે પુજાય છે.
Crying-ક્રાયિંગ્-રડતો.
Ranee Kausalya-રાણી કૌશલ્યા; રામની મા.
Full moon-ફુલ મૂન્-પુર્ણિમાનો ચંદ્ર.
Rose-રોઝ્-ઉગ્યો, inf. To rise; pp. risen.
Splendour-સ્પ્લેન્ડર-તેજ, પ્રકાશ.
Lovely-લવલી-મનહર.
Put out-પુટ્ આઉટ્-લાંબા કર્યાં.
Guess-ગેસ્-અટકળ કરવી.
Pointed-પૉઇન્ટેડ-આંગળી કરી.
Came to know-ખબર પડી; ની જાણમાં આવ્યું.
Plaything-પ્લેથિંગ્-રમકડું
Darling-ડારલિંગ્-વ્હાલા
Jewels-જ્યુએલ્સ-જવાહિર; દાગીના.
Brighter-બ્રાઇટર્-વધારે તેજસ્વી.

Threw away-થ્રુ અવે-ફેંકી દીધાં. inf. To throw pp. thrown.

Were swollen-વેર સ્વોલન-સુજી ગઈ. inf. To swell pt. swole.

With weeping-વિથ-વીપિંગ્-રડવાથી; રડીને.

Sleepy-સ્લીપિ-ઉંઘમાં.

Lap-લૅપ-ખોળો.

Sang-સૅન્ગ્-ગાયું; ગાવા લાગી. inf. To sing. pp. sung.

Quiet-ક્વાએટ્-શાંત કરવો

Pushed away-પુશ્ડ અવે'-ધક્કો માર્યો.

Send for-સેન્ડ ફૅાર-બોલાવો. pt. sent; pp. sent.

To console-ટુ કૅાન્સોલ્-આશ્વાસન આપવાને; શાંત કરવાને.

Went on crying-રડયા કર્યું.

Would not be consoled-શાંત કરાયો નહિ.

Minister-મિનીસ્ટર્-ચેઉર; પ્રધાન.

Had taken place-બન્યું હતું. inf. To take; pt. took

Image-ઇમેજ-છબી.

Mirror-મિરર્-દર્પણ.

Merry-મેરિ-આનંદી.

Were at ease-નિરાંત થઇ.

---

## 15. *The Shepherd Boy and the Wolf.*

( ધ શેફર્ડ બૉય ઍન્ડ ધ વુલ્ફ. )

**ભરવાડનો છોકરો અને વરૂ.**

Shepherd Boy–શેફર્ડ બૉય–ભરવાડનો છોકરો.
Wolf–વુલ્ફ–વરૂ.
I'am tired–I am tired–હું કંટાળી ગયો છું.
Watching–વૉચિંગ્–રખેવાળી કરતાં.
Sheep–શીપ–ઘેટાં
Change–ચેન્જ–ફેર બદલો.
Dams–ડેમ્સ–ઘેટાંની માદા.
Lambs–લૅમ્બ્ઝ–ઘેટાં.
I've done–I have done–મેં ( ગણવાનું ) પૂરૂં કર્યું છે. પૂરૂં કરી રહ્યું છું.
I'have begun–I have begun–મેં શરૂ કર્યું છે. હું શરૂ કરવા માંડું છું.
Endure–એન્ડ્યુઅર–સહન કરવી.
Soul–સોલ–આત્મા.
Valley–વૅલિ–ખિણ.
Hole–હોલ–દર.
Gnats–નૅટ્સ–મચ્છરો.
Are stinging–આર સ્ટિંગિંગ્–ડંખ મારે છે, ડરે છે. pt. stung pp. stung.
Villagers–વિલેજર્સ–ગામડીઆ.

Stare-સ્ટૅર-તાકીને જોવું.
Fair-ફે'ર્-ઠીક, સારૂં.
Shall have bad-મળશે.
Call-કૉલ્-બુમ.
Danger—ડેઇન્જર્-જોખમ; ભય.
Seized-સીઝ્ડ-ઝાલ્યો.
Cease-સીઝ્-અટકવું.
Spear-સ્પીઅર્-ભાલો.
Crowd-ક્રાઉડ્-ટોળું.
Aloud-ઍલાઉડ્-મોટેથી.
There is nothing the matter-કાંઇ બન્યુ નથી.
Clatter-ક્લૅટર્-અવાજ.
Scatter-સ્કૅટર્-વિખરાઇ જવું.
Tricked-ટ્રિક્ડ્-છેતર્યા.
Will drive us mad-આપણને ગાંડા બનાવી મુકશે.
Dreadful-ડ્રેડ્ફુલ્-ભયાનક.
Fierce-ફીઅર્સ્-ક્રુર; વિકાળ.
Sprang-સ્પ્રૅંગ્-કુદ્યું. inf. To spring; pp. sprung.
Shouted-શાઉટેડ્-બુમ પાડી.



## 16. *The Foolish Pigeons.*

( ધ ફુલીશ પિજીઅન્સ )

### મુર્ખ કબુતરો.

Pigeons–પિજીઅન્સ–કબુતરો.

Forest–ફૉરેસ્ટ–જંગલ. Flock ફ્લૉક–ટોળું.

Followers–ફૉલોઅર્સ–સાથે જનાર; સાથી

Was setting–વૉઝ સેટિંગ્–આથમતો હતો.

Fowler–ફાઉલર–n. પારધી પક્ષી પકડનાર.

Living–લિવિંગ્–ગુજરાન.

Had strewn–હૅડ સ્ટ્રુન–વેર્યા હતા. inf. To strew; pt. strewed.

Grains–ગ્રેઇન્સ–દાણા.

Spread–સ્પ્રેડ–પાથર્યો. inf. To spread; pt. spread.
A very fine net–એક ઘણી ઝીણી જાળ.

Hid–હિડ–સંતાયો inf. To hide; pp. hidden.

Thick–ઘાડી.

Bush–બુશ–ઝાડી.

Close by–પાસે.

Flew–ફ્લ્યુ–ઉડયું. inf. To fly; pp. flown.

Spied–સ્પાઇડ–જોયા. inf. to spy.

Alighted–ઍલાઇટેડ–નીચે ઉતર્યું.

Lofty–લૉફ્ટી–ઉંચું.

Did get–આવ્યા.

Trickery–ટ્રિકરિ–કપટ. છેતરવાની યુક્તિ.

Harm–હાર્મ–નુકશાન.

To run a risk–જોખમમાં ઉતરવું.

Observed–ઑબ્ઝર્વ્ડ–કહ્યું.

No doubt–નો' ડાઉટ્–બેશક.

Hungry–હંગ્રી–ભૂખ્યું.

Mean–મીન્–દુરિછુંછું.

Followed–ફૉલો'ડ–પાછળ પાછળ ગયાં.

Hurry–હરી–n. ઉતાવળ.

Settled–સેટ'લ્ડ–બેઠાં.

All at once–એકાએક.

Abuse–ઍબ્યુઝ–ગાળો દેવી.

Had led–દોર્યાં હતાં. inf. To lead; pt. led.

Snare–સ્ને'ર–જાળ.

Do not–him–તેનો દોષ કાઢતા નહિ.

We are all to blame–આપણા સઘળાનો વાંક છે; આપણે સઘળા ઠપકાને પાત્ર છીએ.

Greed–ગ્રીડ–અતિ લાલસા; લોભ.

We are lost–આપણું આવી બન્યું છે.

To escape–ટુ એસ્કેઈપ–નાસી જવું; છટકી જવું.

Are caught–આર કૉટ્–પકડાયા છે. inf. To catch pt. caught.

Is pegged–ઇઝ પેગ્ડ–(ખીલીથી) બધાઇ ગયાં છે.

Pull–પુલ્–ખેંચવુ.

Pegs–પેગ્ઝ્–ખીલીઓ.
Will give way–નરમ પડશે; ઉખડી જશે.
Advice–ઍડવાઇસ–શિખામણ.
Rose–રો'ઝ્–ઉઠ્યાં. inf. To rise; pp. risen.
In vain–ઇન્ વેઇન્–ફોકટ.
To get ride of–છૂટા થવું.
Southwards–સાઉથવર્ડ્ઝ–દક્ષિણ તરફ.
Slept–સ્લેપ્ટ્–ઉંઘ્યાં. inf. To sleep; pp. slept.
Mice–માઇસ–ઉંદરો. Sing. Mouse.
Set free–છૂટો કર્યો.
By gnawing–બાય નૉઇંગ્–કરડીને.
By–to bits–કરડીને કટકા કરીને.
Ropes–રો'પ્સ–દોરડાં.
Fast–ફાસ્ટ્–મજબુત.
Underneath–અંડરનીથ–તળે.
Outlets–આઉટ્લેટ્સ–બહાર નીકળવાના રસ્તા; બારાં;
Was peeping–વૉઝ્ પીપિંગ્–ડોકિયાં કરતો હતો.
Barely–બૅરૂલી–ભાગ્યેજ; મુશ્કેલીથી.
Gruel–ગ્રુઅલ્–ઘાતરી.
Chased us–ચેઇઝ્ડ્ અસ–અમારી પાછળ પડ્યો.
Deed–ડીડ્–કાર્મ.
Trouble–ટ્રબલ–મુશ્કેલી.
Set to work–સેટ્ ટુ વર્ક્–કામે લાગ્યો.

Bit to pieces–બિટ્ ટુ પીસિઝ્–કરડીને કટકા કર્યા.
Were freed–છૂટાં થયાં.
Grateful–ગ્રેટ્ફુલ–આભારી.
A friend in need is a friend indeed–અણીની વખતે (મદદ કરનાર) દોસ્ત તે ખરો (સાચો) દોસ્ત છે.
Good-bye–સાહેબજી.

---

### *17. The Miser and his Gold.*

(ધ માઇઝર ઍન્ડ હીઝ્ ગોલ્ડ.)

**કંજુસ અને તેનું સોનું.**

Miser–માઇઝર્–n. કંજુસ.
Gold–ગોલ્ડ–સોનું.
Treasure–ટ્રેઝર–ખજાનો.
Pleasure–પ્લેઝર–આનંદ.
Chanced–ચાન્સ્ડ–બન્યું.
Knelt–નેલ્ટ્–નમ્યો; વાંકો વળ્યો. inf. To kneal; pp. knelt.
Robber–રૉબર–લુંટારો; ચોર.
Terrible–ટેરિબલ્–ભયંકર.
Clatter–ક્લૅટર્–અવાજ.
Neighbours–નેબ્બર્સ્–પાડોશીઓ.
Pray–પ્રે'–મહેરબાની કરીને.
Instead–ઇન્સ્ટેડ્–(તેને) બદલે.

---

## 18. *Appaji and the Elephants.*

( અપ્પાજી ઍન્ડ ધ એલીફન્ટસ. )

**અપ્પાજી અને હાથી(ઓ).**

Appaji–અપ્પાજી–માણસનું નામ છે.
Elephants–એલિફંટસ–હાથીઓ,
Merchant–મર્ચન્ટ–વેપારી.
To devide–ટુ ડિવાઇડ–ભાગ પાડવા.
Next–નેક્સ્ટ–બીજી.
Equally–ઇક્વલી–સરખે ભાગે.
Seventeen–સેવન્ટીન્–સત્તર.
Marks–માર્ક્સ–નિશાનીઓ.
One-third–વન્ થર્ડ–⅓; એક તૃતિયાંસ.
One-ninth–વન નાઇન્થ–$\frac{1}{9}$.
Youngest–યંગેસ્ટ–સૌથી નાનો, pos. young; Comp. Younger.
Look after–સંભાળ રાખવી.
Breathed–બ્રીધ્ડ–શ્વાસ લીધો.
Breath–બ્રેથ–શ્વાસ.
Breathed-breath–છેલ્લો શ્વાસ લીધો; મરી ગયો.
Performed–પર્ફોર્મ્ડ–કરી.
Funeral ceremony–ફ્યુનરલ્ સેરીમની–મરણક્રિયા.
Feasted–ફીસ્ટેડ–જમાડયા.
All was over–સઘળું થઇ રહ્યું.

Share–શૅર–ભાગ.
Eldest–એલ્ડેસ્ટ્–વડિલ સૌથી મોટો. pos. old; com. elder.
Settle–સેટલ્–નિરાકરણ લાવવું; ખુલાસો કરવો.
Rich–રિચ–adj. કિમતી.
Presents–પ્રેઝન્ટસ્–ભેટો.
Saluting–સેલ્યુટીંગ્–સલામ કરીને.
Respectfully–રીસ્પેક્ટફુલી–માન ભરી રીતે.
Stated–સ્ટેઇટેડ્–કહ્યા. સમજાવ્યો.
According to–ઍકોર્ડિંગ્ ટુ–પ્રમાણે.
Howdah–હાઉડાહ–હોદ્દો.
Received–રિસીવ્ડ–આદર સત્કાર કર્યો.
Full–ફુલ્–પૂરેપૂરો.
Mounted–માઉન્ટેડ્–સ્વાર થયો.
Praised–પ્રેઇઝડ્–વખાણ્યું.
Were delighted–વેર ડિલાઇટેડ્–ખુશ થયા.
Had been carried out–અમલમા મૂકવામાં આવી.

---

*19. Goose and the Golden Egg.*

( ધ ગુઝ એન્ડ ધ ગોલ્ડન એગ. )

**હંસ અને સોનાનું ઇંડું.**

Goose–ગુઝ–હંસ.
Laid–લેઇડ્–મૂકતું. inf. To lay; pp. laid
Quacked–ક્વેક્ડ્–અવાજ કરતું.

Master-માસ્ટર્-ધણી.
Scarcely-સ્કૅર્સ્લી-ભાગ્યે.
Believe-બિલીવ્-માનવું.
Rest-રેસ્ટ્-આરામ.
Trick-ટ્રિક્-કપટ.
Notice-નો'ટીસ-ધ્યાન દઈને જોવું.
Funny-ફની-મશ્કરી જેવું.
Bought-બૉટ્-ખરીધાં inf. To buy pp bought.
Wondered-વન્ડર્ડ-અજાયબ પામતાં.
No matter what wind...weather-ફ઼વા પાણી ગમે તેવાં
હોય તો પણ.
Turns to gold-સોનામાં ફરી જાય છે-સોનાનું થઇ જાયછે.
To fall in-મળતા થવું, એકમત થવું.
Plan-પ્લૅન્-યોજના.
That she must hold-જે તેણે રાખ્યો હોય.
Content-કન્ટેન્ટ્-સંતોષી.
Lesson-લેસન્-શિખામણ.

---

## *20 The Greedy Miser.*

( ધ ગ્રીડિ માઇઝર. )

## લોભી કંજુસ.

Greedy-ગ્રીડિ-લોભી.

The Deccan-ધ ડેક્કન-દક્ષિણ દેશ.

Tiger-ટાઇગર-વાઘ

Weak-વીક્-નબળો.

Deer-ડીઅર્-હરણ.

Had taken to catching-પકડવામાં પડ્યો; પકડવાનું મનપર લીધું.

Feeble-ફીબલ-નબળો.

Bangle-બૅંગલ-બંગડી.

Wear-વૅર-પહેરવી. pt. wore pp. worn.

Pool-પૂલ્-ખાબોચીઉં.

Bank-બૅન્ક્-કિનારો; કાંઠો.

Middle-મીડ્લ્-મધ્ય ભાગ.

Bottom-બૉટ્ટમ્-તળીઉં.

Mud-મડ્-કાદવ.

Easily-ઇઝીલિ-સહેલાઇથી.

At length-ઍટ્લેંગ્થ-આખરે.

Luck-લક્-નસિબ.

In luck-નસિબદાર.

Gain-ગેઇન્-ફાયદો.

Stretching out-સ્ટ્રેચિંગ્ આઉટ્-લંબાવીને.

Paw-પૉ-પંજો.

H'm ! હંમ-હં ?

Listen-લીસન્-સાંભળ.

Wicked–વિકેડ્–ઘાતકી.
Old age–ઘડપણ.
To make up for–નો બદલો વાળવાને.
Former–ફૉર્મર–પહેલાંના.
Alms–આમ્સ્–ભિક્ષા; દાન.
Nails–નેઈલ્સ્–નખ.
Desire–ડિઝાયર–ઇચ્છા.
Waded–વેઈડેડ્–ધીમે ધીમે ચાલ્યો.
Had struck–હૅડ્–સ્ટક્–ચોંટી ગયો હતો. inf. To stick pt. stuck.
Will fetch you out–તમને બહાર કાઢીશ.
There–miser–કંજુસનું કાંઈ પણ રહ્યું નહિ–કંજુસને મારીને ખાઇ ગયો.
Love of gold cost him his life–સોનાના મોહથી પોતાની જીંદગી ખોઇ.

---

## 21 *The Brahmin and the Bheel*

( ધ બ્રાહ્મીન ઍન્ડ ધ ભીલ. )

**બ્રાહ્મણ અને ભીલ.**

Kind-hearted–કાઇન્ડ હાર્ટેડ–દયાળુ હૃદયનો.
Doctor–ડૉક્ટર્–દાકતર.
Lived–લિવ્ડ્–રહેતો.

Poona-પૂના-મુંબાઇની દક્ષિણમાં શહેર છે.
Bheels-બીલ્સ-બીલ લોકો.
Tribes-ટ્રાઇબ્ઝ્-ટોળી.
By hunting-બાય હન્ટિંગ્-શિકાર કરીને.
Shots-શૉટસ્-તિરકામઠું-છોડનાર.
Bow-બો-કામઠું.
Arrows-ઍરોઝ્-તીર.
Very very few-ઘણાજ થોડા.
Hut-હટ્-ઝુંપડી.
Cooked-કુકડ્-રાંધતી.
Meals-મીલ્સ્-ખાવાનું ખોરાક.
Talked-ટૉકડ્-વાત કરતા.
Ill-ઇલ્-માંદો, Got ill-માંદો પડતો.
Medicine-મેડસીન-દવા.
Went for a walk-ફરવા ગયો.
Felt-ફેલ્ટ્-હાથ ઘાલ્યો. તપાસ્યું. inf. To feel. pp. felt.
Pocket-પૉકેટ્-ગજવું.
Knife-નાઇફ-ચપ્પું; છરી.
Had forgotten-હૅડ ફરગૉટન્-ભુલી ગયો હતો. inf. To forget; pt. forgot.
Friendly-ફ્રેન્ડલિ-હળી ગયેલો.
Short cuts-શૉર્ટ કટસ્-ટુંકા રસ્તા.
Will get-જશે; પહોંચશે.
Sooner-સૂનર્-વધારે જલદી.

Message—મેસઇજ—સંદેશો.
Picked up-પિક્ડ અપ—ઉપાડી લીધો.
Charcoal—ચાર્કોલ—કોયલો.
Lady—લેડિ—સ્ત્રી.
Salam—સલામ.
Husband—હસ્બંડ—ધણી.
Handwriting—હૅન્ડરાઇટીંગ્—અક્ષર.
Handed—હૅન્ડેડ—આપ્યું.
Was filled with wonder—બહુ અજાયબ પામ્યો.
He-talk—તે પથ્થરને વાત કરાવી શકે છે.

---

## 22. *The Bundle of Sticks.*

( ધ બંડલ ઑફ સ્ટિક્સ. )

## લાકડીઓની ભારી.

Bundle—બંડલ—ભારી.
Sticks—સ્ટિક્સ—લાકડીઓ.
Sturdy—સ્ટર્ડી—મજબુત; જડ ભરથ.
Hated—હેઇટેડ—ધિક્કારતા.
Quarrelled—ક્વૉરલ્ડ—કજીઓ કરતા.
Peace—પીસ—સલાહ.
Made cease—બંધ કર્યાં.
Tie—ટાઇ—બાંધવું.

Just try—જરા પ્રયત્ન કરી જો.
Each—best—દરેકે પોતાથી બનતું કર્યું.
Tugged—ટગ્ડ—ઘણા જોરથી ખેંચી.
Plain—પ્લેઈન્—ચોખ્ખું
Union is strength !—સંપ ત્યાં જંપ !
Side by side—પાસે પાસે.
Shoulder—શો'લ્ડર—ખભો.
Shoulder to shoulder } એક બીજાની મદદમાં.
Arm to arm }
Sound—સાઉન્ડ—મજબુત.
Apart—ઍપાર્ટ—છુટા.

---

## 23. *The Vulture and the Cat.*

( ધ વલ્ચર ઍન્ડ ધ કૅટ. )

### ગીધ અને બિલાડી.

Vulture—વલ્ચર—ગીધ પક્ષી
The Ganges—ધ ગેઇન્જીસ—ગંગા નદી.
Fig—ફિગ્—અંજીર.
Trunk—ટ્રંક—થડ.
Hollow—હૉલો'—પોલું.
Aged—એઇજેડ—ઘરડું.
Were worn out—વેર વોર્ન આઉટ—ઘસાઇ ગયા હતા.

Grey-head—ગ્રે-હેડ્—ગીધ પક્ષીનું નામ હતું.
Pitied—પિટિડ્—દયા આવતી.
Managed to live—જીંદગી કાઢતું.
In return—બદલામાં.
Guard—ગાર્ડ—ચોકી; સંભાળ.
Huge—હ્યુજ—મોટું; કદાવર;
Formidable—ફૅાર્મિડેબલ્—બીઆમણું.
Hawk—હૅાક્—બાજપક્ષી.
Kite—કાઇટ્—સમળી.
Bird of prey—શિકારી પક્ષી.
Dared—ડૅર્ડ—હિંમત ધરતું.
To search—ટુ સર્ચ—શોધવા.
Fearlessly—ફીઅરલેસલી—બીક સિવાય.
Charge—ચાર્જ—હવાલો.
Named—નેઇમ્ડ—નામની.
Long-ears—લૅાંગ્-ઇઅર્સ—બિલાડીનું નામ હતું.
Prowling—પ્રાઉલીંગ્-શિકારની શોધમાં ફરતી.
Chirped-ચર્પ્ડ-ચીંચીં કરી.
Roused-રાઉઝ્ડ-જગાડયો.
Dozing-ડોઝીંગ્-ઘરતો; ઝોકાં ખાતો.
Perch-પર્ચ-પક્ષીઓને બેસવાને માટે કીધેલો વાંચ; આડ વાંસ.
Croaked-ક્રોક્ડ-ઘુઘુ અવાજ કર્યો.
Started-સ્ટાર્ટેડ-ચમકી.

Fierce looking-ફીઅર્સ લૂકીંગ્-ભયંકર દેખાવવાળું.
Trembled-ટ્રેમ્બલ્ડ-ધ્રુજ્યું.
Last hour-છેલ્લી ઘડી; મોત.
Soft-સૉફ્ટ-નમ્ર,
Flattery-ફ્લૅટરિ-ખુશામત.
Meekly-મીકલિ-રંક પણે; ગરીબાઇથી.
Sternly-સ્ટર્નલી-કઠોરપણે.
Humbly-અમ્બ્લી-નરમાસથી.
Threatening-થ્રેટનીંગ્-ધમકીવાળા.
Tone-ટો'ન્-અવાજ.
With-down-આંખો નીચી નાંખી દઇને.
Please-પ્લીઝ્-મહેરબાની કરીને.
Deign-ડેઇન્-મહેરબાની કરો; કૃપા કરો.
Holy-હોલિ-પવિત્ર.
Fast-ફાસ્ટ્-અપવાસ કરૂં છું.
Pious-પાયસ્-પવિત્ર
Flesh-ફ્લેશ-માંસ
Handful-હૅન્ડ્ફુલ્-મૂઠીભર.
Meditation-મેડીટેશન્-મનન; ચિંતન.
Strangers-સ્ટ્રેઇન્જર્સ-અજાણ્યાં માણસો.
To welcome-ટુ વેલકમ્-આદર સત્કાર કરવો.
Pardon-પા'ર્ડન્-માફ કરો.
Follow-ફૉલો'-પ્રમાણે ચાલું છું.

Close to-ક્લો'ઝ ટુ-પાસે.

Actions-ઍક્શન્સ-કાર્યો.

Company-કંપની-સોબત.

Doze-ડો'ઝ-નિદ્રા.

Abode-ઍબો'ડ-જગા.

Stole-સ્ટો'લ-ચોર્યાં. inf. To steal; pp. stolen.

Empty-એમ્પ્ટી—ખાલી.

Young ones—બચ્ચાં.

Council—કાઉન્સિલ—સભા.

Was settled—વૉઝ સેટલ્ડ—નક્કી કરવામાં આવ્યું.

Search—સર્ચ—તપાસ.

Slipped—સ્લિપ્ડ—છાની માની જતી રહી.

In was light—અજવાળું થયું.

Bones—બો'ન્સ—હાડકાં.

Has played us false—આપણી સાથે ખોટી બાજી રમ્યું છે. આપણને છેતર્યાં છે.

Pecked-death—ચાંચો મારીને મારી નાંખ્યું.

Deceitful—ડિસીટફુલ—પ્રપંચી; લુચ્ચું.

## 24. *Difference between " Come" and " Go"*

## ડીફરન્સ બિટવીન " કમ્" ઍન્ડ " ગો."

## "આવો" અને "જાઓ" વચ્ચેનો તફાવત.

Difference–ડીફરન્સ–તફાવત.
Certain–સર્ટન્–અમુક.
Landlord–લૅન્ડલૉર્ડ–જમીનદાર.
Rent.free–રેન્ટફ્રી–ગણોતમાંથી મુક્ત.
Shankar rao–શંકર રાવ–જમીનદારનું નામ છે.
Careless–કૅરલેસ–બે દરકાર.
Hired–હાયર્ડ–ભાડે રાખતો.
To till–ટુ ટિલ્લ–ખેડવું.
Stayed–સ્ટેય્ડ–રહેતો.
Idly–આઇડ્લિ–આળસુ થઇને.
Spent–સ્પેન્ટ–વાપરી નાંખ્યા. inf. To spend; pp. spent.
He-debt–તેને ઘણું દેવું થયું.
Sahukar–સાહુકાર; શરાફ.
Lent–લેન્ટ–ધીર્યાં. inf. To lend pp. lent.
To pay off–ભરી દેવાને.
Let–લેટ–ભાડે આપી. inf. To let. pp. let.
Shivappa–શીવાપ્પા–ખેડુતનું નામ છે.
By cultivating–બાય કલ્ટિવેટીંગ–ખેડવાથી.
Industrious–ઇન્ડસ્ટ્રિઅસ–ઉદ્યોગી.
Prudent–પ્રુડન્ટ–ડાહ્યો.

Ploughed–પ્લાઉડ્–ખેડતો.
Manured–મૅન્યૉર્ડ્–ખાતર નાંખ્યું.
Sowed–સો'ડ્–વાવ્યાં.
Seed–સીડ્–બીઆં.
Crop–ક્રૉપ–પાક.
Reaped–રીપ્ડ્–લણ્યો.
Worth–વર્થ–કીમતનો.
Pony–પો'નિ–ટટ્ટુ.
Mounted–માઉન્ટેડ્–પર સ્વાર થયો.
Past–પાસ્ટ્–પાસે થઇને.
Was astonished–વૉઝ્ ઍસ્ટૉનિશ્ડ્–અજાયબ પામ્યો.
Owned–ઓ'ન્ડ્–નો માલીક હતો.
Rent–રેન્ટ્–ભાડે રાખી છે.
Property–પ્રૉપર્ટિ–મિલ્કત.
What–mean ?–એટલે શું ? તમે તેનો શો અર્થ કરો છો ?
We–work–અમે સખત કામ કરીએ છીએ.

---

*25. Androcles and the Lion.*

( ઍન્ડ્રૉક્લીસ ઍન્ડ્ ધ લાયન્ ).

**ઍન્ડ્રૉક્લીસ અને સિંહ.**

PART I.

ભાગ ૧ લો.

Androcles–ઍન્ડ્રૉક્લીસ્–ગુલામનું નામ છે.

Old old days–ઘણો જુનો વખત; અસલનો વખત.

Might–માઇટ્–n. જોર.

Right–રાઇટ્–હક.

Might was right–બળીઆના 'બે ભાગ' હતા.

Wealthy–વેલ્થી–પૈસાદાર.

Suffering–સફરિંગ્–n દુ:ખ.

Came to an end–નો છેડો આવતો; પૂરાં થતાં.

Closed–ક્લોઝડ્–બંધ કરતો.

Ho-ever–તે હમેશને માટે આંખો બંધ કરતો; તે મરી જતો.

Wretched–રેચેડ્–કંગાલ.

Was beaten–વૉઝ્ બીટન્–તે મારવામાં આવતો. inf. To beat; pt. beat (બેટ)

Faster–ફાસ્ટર્–વધારે ઉતાવળથી pos.fast; super. fastest

Fellow-men–ફેલો મેન્–સાથી; સાથે કામ કરનારા.

Thicket–થિકેટ્–ઝાડી.

Glade–ગ્લેઇડ્–ઝાડીમાં રસ્તો.

Den–ડેન્–ગુફા; બખોલ.

Footsore–ફૂટ્સોર–સુઝી ગયેલે પગે.

Faint–ફેઇન્ટ્–બે ભાન.

Hark–હાર્ક્–સાંભળો.

Is suffering–દુ:ખમાં છે.

Misory–મીઝરિ–આપદા.

Dim–ડિમ્–ઝાંખું.

Whining–હ્વાઇનિંગ્–શોક ભરેલે અવાજે રડતો.

Whimpering-વ્હિમ્પરિંગ્-ડસકાં ખાઇને રડતો.
Moaning-મો'નિંગ્-વિલાપ કરતાં દુ:ખી.
In wild surprise-ગભરાટ ભરેલા આશ્ચર્યમાં.
Gleamed-ગ્લીમ્ડ્-તેજ મારતી.
Ray-રે'-કિરણ.
Shone-શૉન્-પ્રકાશ્યું, inf. To shine pp. shone
Lion-લાયન્-સિંહ.
Stumbled-સ્ટમ્બલ્ડ્-ઠોકર ખાધી.
Nigh-નાઇ્-પાસે.
Piteous-પિટ્યસ્-દયાજનક.
Was holding up-ધરી રાખ્યો હતો.
Wounded-વુન્ડેડ્-ઘાયલ થયેલો.
Paw-પૉ-પંજો
Thorn-થૉર્ન્-કાંટો.
Had worked its way-આર પાર નીકળી ગયો હતો.
Swol'n-swollen-સુજીગયેલો. inf. To swell; pt. swelled.
Knee-ની-ઘુંટણ.
Drew out-ડ્રુ આઉટ્-ખેંચી કાઢ્યો. inf. To. draw; pp. drawn.
Washed it clean-તેને ધોઇને સાફ કર્યો,
Sheltered-શેલ્ટર્ડ્-રક્ષણ થયેલું.

ભાગ ૨ જો.

Fortune-ફૉર્ચ્યુન્-દશા.

Forsook–ફર્સૂક્–તજી દીધા. inf. To forsake; pp. forsaken.

Slave-hunters–ગુલામના શિકારી–ગુલામને પકડી જનાર.

Runaway adj.–દોડી જનાર.

Chains–ચેઇન્સ્–સાંકળો.

In chains–સાંકળે બાંધીને.

Cast–નાંખ્યો, inf. To cast; pp. cast.

Was fixed–વૉઝ ફિક્સ્ડ્–નક્કી કરવામાં આવ્યો.

Sport–સ્પૉર્ટ્–રમત.

Condemned.–કન્ડેમ્ડ્–શિક્ષા પાત્ર ઠરાવેલો.

Sanded–સૅન્ડેડ્–રેતવાળી.

Awful–ઑફુલ્–ભયંકર.

Hold breath–શ્વાસ અટકાવવો,

For a time–થોડા વખતને માટે.

Divide–ઉઘડી જવું.

Gates–ગેઇટ્સ્–દરવાજા.

Then-divide–ત્યાર પછી બંધ કરેલા બારણાની પાછળ એક ભયંકર ગર્જના જે, બહાદુરમાં બહાદુર માણસનો થોડો વખત શ્વાસ રોકી રાખે છે. તે ગર્જનાથી ભારે દરવાજા ઉઘડી ગયા.

Spring–સ્પ્રિંગ્–ઉછાળો.

Rush–રશ્–ધસારો.

Bounds–બાઉન્ડ્ઝ્–કુદકો મારે છે.

Gaze–ગેઇઝ્–તાકીને જુએ.

Thunder-થન્ડર્-ગર્જના.
Purrs-પર્સ્-ઘુર ઘુર અવાજ કરે છે. મિયાઉં મિયાઉ કરે છે.
Half closed-અર્ધી મીચેલી.
Friendship-ફ્રેન્ડશિપ-દોસ્તી.

---

### *26. The Monkey and the Wedge.*

( ધ મંકી ઍન્ડ ધ વેજ ).

### વાંદરો અને ફાચર.

Wedge-વેજ-ફાચર.
Bihar-બિહાર-હિંદુસ્તાનની પૂર્વમાં એક દેશ છે.
Empty-એમ્પ્ટી-ખાલી; ખુલ્લો.
Masons-મેસન્સ્-કડીઆ.
Stone cutters-સલાટ.
Carpenters-કાર્પેન્ટર્સ્-સુતારો.
As usual-હમેશની માફક.
Tools-ટુલ્સ્-ઓજારો.
Log-લૉગ્-કડકો.
Sawing-સૉઇંગ્-વહેરતા.
Beams-બીમ્સ્-પીઢીઆં, ભારટીયાં.
Planks-પ્લૅંકસ-પાટીઆં.
Was sawn-વૉઝ સૉન્-વહેરાયો હતો.
Opening-ઓ'પનિંગ્-ફાડ.
Herd-હર્ડ-ટોળું.

Axe—ઍકસ—કુહાડી.

Saw—સૉ—n—કરવત.

Felt in all over—બધે હાથ લગાડી ને જોઇ.

Chisel—ચીઝ'લ—ફરસી.

Hammer—હૅમર—હથોડી.

Fingers—ફિંગર્સ—આંગળીઓ.

Chattered—ચૅટર્ડ—અવાજ કર્યો.

Language—લૅંગ્વેજ—ભાષા; બોલી,

Exclaimed—એકસ્કલેઇમ્ડ—કહ્યું.

Pull it out—તેને બહાર ખેંચી કાઢો.

Leader—લીડર—આગેવાન.

Hind—હાઇન્ડ—adj.—પાછળના.

Feet—ફીટ—પગો. sing. foot.

Cleft—ક્લેફ્ટ—ફાડ.

Tugged—ટગ્ડ—(ઘણા જોરથી)ખેંચ્યું,

Jammed—જૅમ્ડ—જકડયું. દાબ્યું, ચગદયું.

Were crushed—વેર ક્રશ્ડ—છુંદાઇ ગઇ.

Curious—ક્યુરિઅસ—જીજ્ઞાસુ.

This-curious—અહું જીજ્ઞાસુ થવાનું (પરિણામ) આ આવે છે.

Nuts—નટસ—ફળ (ગોટલા છોતરાથા ઢંકાયલાં)

To pry into—માં માથું મારવું.

He-do—તેને કાંઇ નિસબત નહોતી.



## 27. *Washington the Boy.*

( વૉશીંગ્ટન્ ધ બૉય )

**બાળક વૉશીંગ્ટન.**

George Washington–જ્યૉર્જ વૉશિંગ્ટન. અમેરિકામાં મોટા લશ્કરનો સરદાર હતો અને એક સ્વદેશાભિમાની પુરૂષ હતો

Birthday–બર્થડે'–વર્ષ ગાંઠ.

Else–એલ્સ્–બીજુ.

Bright–બ્રાઇટ્–ચળકતી.

Sharp–શાર્પ–ધારવાળી.

Handle–હૅન્ડલ્–હાથો,

Young–યંગ્–નાનું.

To chop–ટુ ચૉપ–ચીરવુ; કાપવું.

Bark–બાર્ક–છાલ.

Had-round–ફરતી બધી છાલ ઉતારી નાંખી.

Got angry–ગુસ્સે થયો.

Trembling–ટ્રૅમ્બ્લીંગ્–ધ્રુજતો.

Lie–લાઇ–જુઠ્ઠું,

What-did–તેના બાપે તેને શું કર્યું તે તમે કહી શકોછો ?

Punish–પનિશ–શિક્ષા કરવી.

Kissed–કિસ્ડ્–બચી કરી.

" I would-lie "—" મારા છોકરાને જુઠું બોલતાં સાંભળું તેના કરતાં મારી વાડીમાંનાં મારાં બધાં ઝાડાં ભલે બરી જાય. "

Grew up–ગ્રુ અપ–મોટો થયો, inf. To grow; pp. grown.

Trusted–ટ્રસ્ટેડ–વિશ્વાસ રાખતા.

General–જનરલ–સરદાર

---

## 28. *Trying to please Everybody.*

( ટ્રાયીંગ્ ટુ પ્લીઝ એવરિબડિ ).

**દરેકને ખુશ રાખવાનો પ્રયત્ન કરવા વિશે.**

To please–મરજી સાચવવી; ખુશ રાખવું.

Fair–ફે'–મેળો.

Started–સ્ટાર્ટેડ–ઉપડયા,

Just jump–કુદીજા.

Back–બૅક્–પિઠ.

Be-tight–તુ મજબુત બેઠો છે તેની ખાતરી કરજે.

The children-way–છોકરાંઓ પોતાની મરજીમાં આવે તેમ કરે છે.

Group–ગ્રુપ–ટોળું.

Got off–ગેટ્ ઑફ્–ઉતરીપડ.

Bear–બૅર્–સહન કરવું. pt. bore; pp. borne.

Can't-talk–તેઓને વાત કરતા સાંભળી શકતો નથી.

Changed–ચેઇન્જડ–ફેર બદલ કરેલી.

Cheerfuly–ચિઅરફુલિ–આનંદથી.

Shakes–શેઇક્સ–હલાવે છે.

Lazy–લે'ઝિ–આળસુ.

Toiling on–ટૉઇલીંગ્ ઑન્–મુશ્કેલીથી આગળ ચાલતો.

Get up behind–પાછળ બેસીજા.

Passers-by–રસ્તે જનાર; વટેમાર્ગુઓ.

Frown–ફ્રાઉન્–ગુસ્સો.

With a frown–ભવાં ચઢાવીને.

You-carry you–તે તમને ઉંચકીને લઈ જાય તેના કરતાં તમે તેને ઉંચકીને લઇ જાઓ તો વધારે સારૂં.

Pole–પો'લ્–વાંસ.

Bend–બેન્ડ્–વાળવું. pt. bent; pp. bent.

Lifts–લિફ્ટસ્–ઉપાડે છે.

Laughable–લાફેબલ–હસવા જેવો.

Sight–સાઇટ્–દેખાવ.

Bridge–બ્રિજ–પુલ.

Crawl–ક્રૉલ્–ધીમે ધીમે જવું.

Cart–કાર્ટ્–ગાડું.

Pushed–ધક્કો માર્યો.

Kick–લાત.

Cords–કૉર્ડ્ઝ્–દોરડાં.

Sank–સૅંક્–ડુબ્યું. inf. To sink; pp. sunk.

Drowned–ડ્રાઉન્ડ્–ડુબાડ્યું.

## *29. The Washerman's Donkey.*

### ધ વૉશરમૅન્સ ડૅાકી.

### ધોબીનો ગધેડો.

Washerman–વૉશરમૅન–ધોબી.
Benares–બનારસ; કાશી. જાત્રાનું સ્થળ છે.
Earned–અર્ન્ડ–કમાતો.
Earned-living–પોતાનું ગુજરાન ચલાવતો.
Worked hard–સખત મજુરી કરતો; સખત કામ કરતો.
Used to tie into a bundle–બાંધીને ગાંસડી બનાવતો.
Dirty–ડર્ટિ—મેલાં.
Grazed—ગ્રેઝ્ડ—ચરતો.
Yard–યાર્ડ–વાડો; છૂટી જગા.
Lest–લેસ્ટ–રખેને.
Stray away–સ્ટ્રે અવે'–ભટકવું.
Loose–લૂસ–છૂટો.
Sound asleep–ભર ઉંઘમાં.
Business–બિઝ્નેસ–કામ.
Let me—work–મારા કામમાં તારે ડહાપણ કરવું નહિ.
To guard–ટુ ગાર્ડ–સાચવવું; ની રખેવાળી કરવી.
To value–ટુ વૅલ્યુ–કિંમત કરવી.
Regularly–રેગ્યુલર્લિ–નિયમિત.
Cur !–કર–નિચ કુતરા !
To treat–ટુ ટ્રીટ–સેવા કરવી; નોકરી ઉઠાવવી.

Stupid-સ્ટુપિડ-બેવકુફ.
Brayed-બ્રેઇડ-ભૂકયું.
Might-માઇટ્-n. જોર.
Rage-રેઇજ-ગુસ્સો.
Nearly-નીઅર્લિ-લગભગ.
Observed-ઑબ્ઝર્વ્ઈ-કહ્યું.
To meddle-ટુ મેડ'લ-વચ્ચે પડવું.
To concern-ટુ કન્સર્ન-નિસ્બત હોવી.
Will mind-સંભાળીશ.

---

## 30. *The Lion's Share.*

( ધ લાયન્સ શેર ).

### સિંહનો હિસ્સો.

Fox-ફૉક્સ-શિયાળ.
Jackal-જૅકૉલ-શિયાળવું.
Did say-કહ્યું.
Return-રિટર્ન-પાછા ફરવું.
Don't-fair ?-તે વ્યાજબી છે એમ તમે નથી ધારતા ?
Hunt-હંટ્-શિકાર કરવો.
Green-ગ્રીન્-લીલું.
Follow-ફૉલો'-પાછળ પડવું.
Swift-સ્વિફ્ટ્-ઝડપવાળા ( દોડવામાં ).
Swift of foot-દોડવામાં ઝડપવાળું.

Stag–સ્ટૅગ્–સાબર.
Portions–પોર્શન્સ–વિભાગ.
No doubt–બેશક.
Toil–ટૉઇલ્–મહેનત.
Spoil–સ્પૉઇલ્–લૂંટ.
Belongs–બિલૉંગ્ઝ્–તાબે છે.
Belongs to me–મારો છે.
Is observed–ઇઝ્ ઑબ્ઝર્વ્ડ–પાળવામાં આવે છે
His Majesty–હીઝ મૅજેસ્ટિ–રાજા.
Feasts–ફીસ્ટસ્–જમે છે.
To wag–ટુ વૅગ્–આમ તેમ હલાવવી.
Crept away–ક્રેપ્ટ્ અવે'–છાનાંમાનાં ચાલ્યાં ગયાં.
creep; pp. crept.
Ate–એઇટ્–ખાધું. inf. To eat; pp. eaten.
Just–જસ્ટ્–ન્યાયી.

---

## 31 *Half the Profit.*

( હાફ્ ધ પ્રૉફિટ્ ).

**અર્ધો નફો.**

Nobleman–અમીર.
Sea-shore–સી-શો'ર–દરિયા કિનારો.
Marriage–મૅરેઇજ–લગ્ન.

About-feast-લગ્ન (પ્રસંગ) ની મિજબાની કરવાનો.
Daughter-ડૉટર્-દીકરી.
Invitations-ઇન્વિટેશન્સ્-આમંત્રણ.
Relations-રિલેશન્સ્-સગાં.
Preparations-પ્રેપરેશન્સ-તૈયારીઓ.
Meat-મીટ્-માંસ.
Vegetables-વેજીટેબલ્સ્-શાકભાજી.
Fisherman-ફિશરમૅન-માછી.
Truly-ટ્રુલિ-ખરેખર.
Fix-ફિક્સ્-નક્કી કર; આંક.
Shall be paid-શૅલ બી પેઇડ્-આપી દેવામાં આવશે. inf. To pay; pt. paid.
Wedding-વેડિંગ્-લગ્ન.
Present-પ્રેઝન્ટ્-ભેટ.
Were longing to have-વેર લૉંગિંગ ટુ હૅવ-મેળવવાને ઘણા આતુર હતા.
Lashes-લૅશિઝ્-ફટકા.
Bare-બૅર્-ખુલ્લી.
Request-રિક્વેસ્ટ્—માગણી.
Whim-વ્હિમ્-ધુન.
Lay on-મારો.
Lighty-ધીમેથી.
Presence-પ્રેઝન્સ્-હાજરી.

Partner—પાર્ટનર—ભાગીદાર.
Name—નામ દે.
He shall be sent for—તેને તેડાવવામાં આવશે.
Porter—પોર્ટર—દરબાન.
Bargain—બાર્ગેઈન—સાટું.
Was turned out—કાઢી મૂકવામાં આવ્યો.

---

## *32. The Fox and the Crow.*

( ધ ફૉક્સ એન્ડ ધ ક્રો. ).

**શિયાળ અને કાગડો.**

Crow—ક્રો—કાગડો.
Sly—સ્લાઇ—લુચ્ચું.
Eat my feol—ધરાઇને ખાઉં.
Hen—હેન્—મુરઘી.
To stretch—ટુ સ્ટ્રેચ—લાંબુ કરવું.
Sniffed—સ્નિફ્ડ—સુંઘી.
To trick—ટુ ટ્રિક્—કપટ રમવું; કાવાદાવા કરવા.
To make a fool of—ની ટોળ કરવી; ને મુર્ખ બનાવવું.
Trotting—ટ્રૉટિંગ્—દોડતું.
Spied—સ્પાઇડ—જોયો. inf. To spy; pp. spied.
Caw—કૅા—કા કા કરવું.
Held—હેલ્ડ—પકડેલો હતો.
Lump—લંપ—કકડો.

Cheese–ચીઝ્–પનીર.

He makes–heart–પોતાના અંતઃકરણ ( છાતી ) પર પોતાનો પંજો રાખીને વાંકો વળે છે.

He tricked–crow–બિચારા કાગડા સાથે કપટ રમ્યું.

Her Majesty–તે નામદાર.

Behold–બિહોલ્ડ્–જુઓ.

Glossy–ગ્લૉસિ–સુંવાળી અને ચળકતી.

Wing–વિંગ્–પાંખ.

Smooth–સ્મૂધ્–સુંવાળાં; નરમ.

Drew herself up–(અભિમાનમાં) ટટાર થઇ ગયો. in. To draw; pp. drawn.

Tossed back–( મગરૂરીમાં ) પાછું નાંખ્યું.

Praised–પ્રેઇઝ્ડ્–પ્રશંસા કરેલી.

Dropped–ડ્રૉપ્ડ્—પડી ગઇ.

Tale–ટેઇલ્–વાર્તા.

Do not fail–ભૂલી જતા નહિ; નિષ્ફળ જતા નહિ.

If you please–જો તમારી ખુશી હોયતો.

Flatters–ફ્લૅટર્સ્–ખુશામદ કરે છે.

---

## 33. *The Lion and the Old Hare.*

( ધ લાયન્ ઍન્ડ ધ ઓલ્ડ્ હૅર ).

**સિંહ અને ઘરડું સસલું.**

Hare–હૅર–સસલું.

Vindhya–વિંધ્યા–વિંધાચળ પર્વત.

Fierce-heart-ફીઅર્સ-હાર્ટ-સિંહનું નામ. lit. ક્રુર હૃદય.
Reigned-રેઈન્ડ-રાજ્ય કરતો.
Had crowned-હૅડ ક્રાઉન્ડ-રાજ્યાભિષેક કર્યો હતો. તાજ પહે-
રાવ્યો હતો.
Proclaimed-પ્રોક્લેઈમ્ડ-જાહેર કર્યો.
Monarch-મૉનાર્ક-રાજા.
Echoes-એકો'ઝ-પડઘા; પ્રતિધ્વની.
Rolled-રો'લ્ડ-ગાજી રહેતા.
Kingdom-કિંગ્ડમ-રાજ્ય.
Jungle-જંગલ-જંગલ.
Roared-રો'ર્ડ-ગર્જના કરતો.
Would follow-પાછળ પડતો.
Boar-બો'ર-ડુક્કર.
Terrified-ટેરિફાઇડ-ભયભિત. inf. To terrify.
Meeting-મીટિંગ-સભા.
Held a meeting-સભા ભરી. inf. To hold.
Alive-ઍલાઇવ-જીવતા.
Plan-પ્લૅન-યુક્તિ.
Lord-લૉર્ડ-ધણી; સાહેબ.
Starve-સ્ટાર્વ-ભૂખે મરવું.
If it please you-જો તમને પસંદ પડે તો.
Number-નમ્બર-સંખ્યા.
Will save the trouble-મહેનત બચાવશે; મહેનતમાંથી મુક્ત
કરશે.

Safety-સેઇફ્ટી-સલામતી; નિર્ભયપણું.
Reign-રેઇન્-n. રાજ્ય.
Later-લેઇટર્-વધારે મોડું.
Arrangement-ઍરેઇન્જમેન્ટ્-ગોઠવણ.
Cast-કાસ્ટ્-નાંખ્યા.
Lots-લૉટસ્-ચીઠ્ઠી.
To cast lots-ચીઠ્ઠીઓ નાંખવી; (રમળના) પાસા નાંખવા.
Of his own accord-પોતાની મેળે; પોતાની મરજીથી.
It-turn-વારો આવ્યો.
In any case-કોઇ પણ રીતે.
I-haste-મારે ઉતાવળ કરવી જોઇએ નહિ.
By the time-set-તે સિંહની બખોલ પાસે ગયો તે વખતે
સૂર્ય અસ્ત પામ્યો હતો.
For-two—આગલા એક બે દિવસ થયાં.
Lashing-ઝપાટા મારતો.
Growling-ગ્રાઉલીંગ્-ઘુરકતો.
How—waiting—મને સહ જોવડાવવાની તું કેવી રીતે હિંમત
ધરે છે.
I begged—come-મેં તેને મને આવવા દેવાની વિનંતી કરી.
He made me promise-તેણે મને વચન આપ્યું.
Flew-ફ્લ્યુ-ઉડ્યો. inf. To fly; pp. flown.
Go in front-ચાલ આગળ.
To insult-ટુ ઇન્સલ્ટ્-અપમાન કરવું.
Went on-આગળ ચાલ્યું.

Deep-ડીપ-ઉંડો.
Whispered-વ્હિસ્પર્ડ-કાનમાં કહ્યું; ગુપચુપ કહ્યું.
Gnashing-નૅશિંગ્-કચકડાવીને.
Terribly-ટેરિબ્લી-ભયંકર રીતે.
Was drowned-વૉઝ્ ડ્રાઉન્ડ-ડુબી ગયો.
Clever-ક્લેવર્-હોંશિયાર.
Delivered-ડિલીવર્ડ-મુક્ત કર્યો.
Enemy-એનિમી-દુશ્મન.

---

*34. The Jackal who had lost his Tail.*

( ધ જેકૉલ હુ હૅડ લૉસ્ટ્ હીઝ્ ટેઇલ ).

**કપાયેલી ( ખોવાયેલી ) પુંછડીવાળા શિયાળ વિશે.**

Alas!-એલાસ્-અફસોસ!
Have lost-હૅવલૉસ્ટ્-ખોઈ છે. inf. To lose; pt. lost.
Sob-સૉબ-ડસકાં ખાઉં છું; નિસાસો નાંખું છું.
Sigh-સાઇ-ઉદ્વેગ કરૂં છું.
Grow pale-ગ્રો પેઇલ્-ફિક્કા થાય છે.
Curled-કર્લ્ડ-વાંકી વળતી; ગુંચળું વળતું.
Chilly-ચિલી-શરદ; ઠંડું.
Would tuck-ઘાલી દેતો; દાબી દેતો.
I frightened felt-મને બીક લાગતી, હું ભયભિત થતો.
Mystery-મિસ્ટરી-ગહન વાત.

It would—pale—તે બહાદુરમાં બહાદુર માણસને નરમ કરી નાંખે.
Pack—પૅક્—ટોળું.
Likewise—તે પ્રમાણે; તેવીજ રીતે.
Rows—રો'ઝ્—હારો.
Bawls—બૉલ્સ—બુમો પાડીને બોલે છે.
With the air of—ના ઢંઢાથી.
Venture—વેન્ચર્—સાહસ કરૂં છું; હિમત ધરૂં છું.
Sickly—સિક્લિ માંદા.
Let us change—આપણે ફેરફાર કરો; સુધારો કરો.
Inconvenient—ઇનકન્વિનિઅન્ટ્—અગવડ વાળી.
Panther—પૅન્થર્—ચિત્તા.
In short—ઇન્ શૉર્ટ્—ટુંકામાં; સંક્ષેપમાં.
To cough—ટુ કૉફ્—ઉધરસ ખાવી.
Hoarse—હો'ર્સ્—બેસી ગયેલા સાંટાવાળો.
Propose—પ્રોપો'ઝ્—દરખાસ્ત મુકું છું.
Wink—વિંક્—આંખનો મચકારો.
Steady—સ્ટેડિ—સ્થિર.
To part with—કાઢી નાંખવી
Giver, n.—આપનાર.
Benefit—બેનિફિટ્—ફાયદો કરવો.

## 35. *Washington the General.*

## ( વૉશિંગ્ટન્ ધ જનરલ્ ).

## સરદાર વૉશિંગ્ટન.

The General-ધ જનરલ્-સરદાર.

Truthful-ટ્રુથફુલ્-પ્રમાણિક; સાચો

He was—truthful-તે પ્રમાણિક હતો એટલુંજ નહિ.

Dressed-ડ્રેસ્ડ્-પોશાક પહેરેલો.

Ordinary gentleman-ઑર્ડિનરી જેન્ટ્લમૅન્-સાધારણ ગૃહસ્થ,

Lift-લિફ્ટ્-ઉંચકવું.

Corporal-કૉર્પોરલ્-લશ્કરની ટુકડીમાં સૌથી નીચા દરજ્જાનો સિપાઇનો અમલદાર; નાયક.

Petty-પેટી-નાનો.

Grand-ગ્રાન્ડ્—મોટો.

He was—them-તે એટલો મોટો માણસ હતો કે તેનાથી કોઇને મદદ કરાય નહિ.

Kept calling out-બૂમો પાડ્યા કરતો.

Heave-હીવ્-ઉપાડો

Heave away-ઉપાડીને દૂર લ્યો.

Push-ધક્કો મારો.

Pull-ખેંચો.

To make hold of-પકડવું.

Emperor-એમ્પરર્-શહેનશાહ.

I beg your pardon-હું આપની ક્ષમા માગું છું.
Got off his horse-પોતાના ઘોડાપરથી ઉતરી ગયો.
Took off his coat-પોતાનો ડગલો કાઢી નાંખ્યો.
Might-માઇટ્-n. જોર.
Did not offer to help-મદદ કરવાને કહ્યું નહિ; મદદ કરવાની ખુશી બતાવી નથી.
Got on-પર સવાર થયો.
Next-નેક્સ્ટ્-પછીનો; બીજો.
To sink-ઉતરી જવું.

---

## 36. *The Two Goats.*

( ધ ટુ ગોટ્સ ).

### બે બકરા.

૧. મુર્ખ ઘરડા બકરા

Silly-સિલી-મુર્ખ.
Track-ટ્રૅક્-રસ્તો.
Paths-પાથ્સ્-રસ્તાઓ.
Neither knew-બેમાંના એકેને ખબર નહોતી. inf. To know; pp. known.
In the least-જરાએ. pos. little; super. less.
Would suit-સગવડવાળો થઇ પડશે; માફક આવશે,
White-tailed-સફેદ પૂંછડાનો.

Stood-સ્ટુડ્-ઉભા રહ્યા. inf. To stand; pp. stood.
Bridge-બ્રિજ-પુલ.
Plank-પ્લૅન્ક્-પાટીયું.
To cross-ઓળંગી જવું.
Each—first-દરેકની મરજી તેને પહેલાં વટાવી જવાની હતી.
Wait—please-મહેરબાની કરીને ત્યાં ઉભા રહો.
Advanced-ઍડ્વાન્સ્ડ્-આગળ વધ્યા.
It—you-તે તારો નથી.
Slipped-સ્લિપ્ડ્-ખસી ગયા.

## ૨. ડાહ્યાં નાનાં બકરીનાં બચ્ચાં.

Kids-કિડ્ઝ્-બકરીનાં બચ્ચાં.
Sent for them-તેમને બોલાવ્યાં.
To serve-ટુ સર્વ-ગરજ સારવી.
Warning-વૉર્નિંગ્-ચેતવણી.
Folly-ફૉલિ-મુર્ખતા.
Nicer-વધારે સુંદર pos. nice; super. nicest.
Hung-હંગ્-લટકતી inf. To hang; pp. hung.
Went for a walk-ફરવા ગયા.
Stream-સ્ટ્રીમ્-ઝરણુ, નદી.
Polite-પોલાઇટ્-સભ્ય.
Vowed-વાઉડ્-સોગંદ ખાધા.
Brink-બ્રિંક્-કિનારો.
I think so too-હું પણ તેમજ ધારૂં છું.

Besides-બિસાઇડઝ્-તે ઉપરાંત.
Room-રૂમ્-જગા.
To turn round-વળી જવું.
Manners-મૅનર્સ્-રીતભાત.
Fate-ફેઇટ્-દશા.
Plan-પ્લૅન્-યુક્તિ.
In comfort and ease-સુખમાં અને નિરાંતે.
I will lie down-હું સુઇ જઇશ.
Accept-ઍક્સેપ્ટ્-કબુલ રાખો; સ્વિકારો.

---

*37 The Weaver Birds and the Monkeys.*

( ધ વીવર્ બર્ડ્ઝ્ ઍન્ડ્ ધ મંકીઝ્. )

**વણકર-પક્ષીઓ અને વાંદરાં.**

Weaver-વીવર્-વણનાર.
Nullah-નલાહ-નાની નદી; નાળું.
Leads down to-ને મળે છે.
Narbada-નર્બદા-નર્મદા નદી.
A silk cotton tree-એક જાતનું ઝાડ થાય છે જેનું રૂ રેશમ
જેવું સુંવાળું હોય છે અને જાણે રેશમ હોય તેવું તે દેખાય છે.
Leafy-લીફિ-પાંદડાંવાળી.
Flock-ફ્લૉક્-ટોળું.
Hanging-adj. લટકતા.
Necks-નેક્સ્-મોં ( ગરદન ).

Lived in comfort–સુખમાં રહેતા.
To scorch–ટુ સ્કૉર્ચ–બાળવું; દઝાડવું; સેકવું.
To wet–ટુ વેટ્–ભીનું કરવું; પલાળવું.
Set in–બેઠો.
Month–મંથ–મહિનો.
Heavy–હેવિ–ભારે; સખ્ત.
Snug–સ્નગ્–સગવડ વાળો.
Herd–હર્ડ–ટોળું.
Miserable–મિઝરેબ્'લ્–દુ:ખી.
Shivered–શિવર્ડ–થરથરતા.
Huddled up–હડલ્ડ અપ–ખિચો ખિચ થઇ ગયા.
Huddled up close to one another–બધા સાથે લપાઇ રહ્યા.
Twitter–ટિવટર્–ચિચિં કરવી.
Chirp–ચર્પ–ચિંચિં કરવી.
Lazy–લેઝિ–સુસ્ત.
Grinned–ગ્રિન્ડ–દાંતીઆં કર્યાં.
To make fun of–ની મશ્કરી કરવી.
Mock–મૉક્–મશ્કરી કરો છો.
Distress–ડિસ્ટ્રેસ–દુ:ખ.
You mock—you ?–તમે અમારા દુ:ખમાં મશ્કરી કરો છો, કેમ?
Wait a bit–જરા થોભી જાઓ.
Pulled out–ખેંચી કાઢ્યા.
Escaped–એસ્કેઇપ્ડ–નાસી ગયાં.
Ruined–રૂઇન્ડ–નાશ કરેલાં.

## 38. *The Jackal who had dyed Blue.*

( ધ જેકૅાલ હુ હૅડ ડાઇડ બ્લ્યુ. )

## આસમાની રંગથી રંગાયેલા શિયાળ વિશે.

Was dyed–વૉઝ્ ડાઇડ્–રંગાયો હતો.
Blue–બ્લ્યુ–આસમાની.
Prowling about–શિકારને માટે ભટકતું.
Fields–ફીલ્ડઝ્–ખેતરો.
To keep clear of–થી વેગળા રહેવું.
To poke–પોક્–ઘાલવું.
Dyer–ડાયર્–રંગરેજ.
Earned a living–ગુજરાન ચલાવતો.
Back yard–વાડો; ઘરની પાછળનો ભાગ.
Dye–ડાઇ–n. રંગ.
To get out–બહાર નીકળવું.
Had to stay-રહેવું પડયું.
Wily–લુચ્ચું.
Pretended–પ્રિટેન્ડેડ્–ઢાંગ કર્યો.
Dead–ડેડ્–મરી ગયેલું.
Jumped–જમ્પ્ડ્ અપ–કુદીને ઉભું થયું.
From head to foot–માથાથી પગ સૂધી; આખે શરીરે.
Dress in blue–આસમાની રંગનાં કપડાં પહેરે છે.
A speech–સ્પીચ–ભાષણ.

Jungle god–જંગલ ગૉડ્–વન દેવ.

Royal–રૉયલ્–બાદશાહી.

From this time forward–હવે પછીથી.

Obey–ઓબે'–હુકમ માનવો.

Were astonished–વેર ઍસ્ટૉનિશ્ડ્–અજાયબ પામ્યાં.

News–ન્યુઝ્–ખબર.

Spread–સ્પ્રેડ્–ફેલાઈ inf To spread; pp. spread.

To despise–ટુ ડિસ્પાઇઝ્ ધિક્કારવું.

To keep company with–ની સોબત કરવી.

Night-howler–નાઇટ્–હાઉલર–નામનું શિયાળ.

Shameless–બેશરમ.

Downfall–ડાઉન્ ફૉલ્–પડતી.

I will see to his downfall–હું તેની પડતીનો વિચાર કરીશ.

Is coloured–રંગાયો છે.

Will hold a darbar–દરબાર ભરશે.

Yell–યેલ્–કિકિયારી; બુમ.

He cannot help it–તેને તેમ કર્યા વિના ચાલશે નહિ.

So it turned out–તેમ બન્યું.

At nightfall–રાત્રે.

Appearance n.–દેખાવ.

Pack–પૅક્–ટોળું.

From the force of old habit–ટેવાઇ ગયેલું હોવાથી.

Howled-હાઉલ્ડ-બુમ પાડી.
Impostors-ઇમ્પૉસ્ટર્સ-વેશધારીઓ; પાખંડી માણસો.
Blow-બ્લો'-ઘા; થાપડ.
Scampered off-સ્કૅમ્પર્ડ ઑફ-નાસી જતાં હતાં
Rank-રૅંક-હોદ્દો.
Rightly-ખરી રીતે.
Before long-થોડા વખતમાં.



## ૧

## પરમેશ્વરની શક્તિ અને ડહાપણ.

૧. હાશિમ તેના બાપનો એકનો એક દિકરો હતો, જે તેને ઘણોજ ચાહતો હતો. તે હોશિયાર છોકરો હતો. તે આઠ વરસનો થયો નહિ ત્યાં સુધી તેના બાપે તેને ઘેર શિખવ્યું (અભ્યાસ કરાવ્યો) તે વિદ્વાન અને ધર્મિષ્ટ માણસ હતો, અને જે ઘણી ચીજને વિશે હાશિમની ઉમરના છોકરાઓ જાણતા નથી તે ચીજો વિશે હાશિમને તેણે શિખવ્યું.

૨. જ્યારે હાશિમની આઠમી વર્ષગાંઠ પૂરી થઇ ત્યારે તેના બાપે તેને નિશાળે મૂક્યો. હાશિમને શિક્ષકે પૂછ્યું કે તને શું આવડે છે. હાશિમે કહ્યું " મને વાંચતાં અને લખતાં આવડે છે." શિક્ષકે પૂછ્યું "તમને હિસાબ ગણતાં આવડે છે?" તે છોકરાએ જવાબ દીધો " હા મને ગણતાં આવડે છે, મને થોડું અંકગણિત આવડે છે."

૩. પછી શિક્ષકે હાશિમનો બાપ જે પાસે ઉભો હતો તેના તરફ ફરીને કહ્યું, " સાહેબ, તમે તમારા છોકરાને વાંચતાં, અને લખતાં અને હિસાબ ગણતાં શિખવ્યું છે. તમે તેને મોટા પરમેશ્વર, તેની શક્તિ અને તેના ડહાપણ વિશે કાંઇ શિખવ્યું છે?" બાપે કહ્યું, " હાશિમને પૂછો."

૪. ત્યારે શિક્ષકે હાશિમને કહ્યું, " ઇશ્વર વિશે હું તમને ત્રણ સવાલ પૂછીશ. હાશિમ, પરમેશ્વર ક્યાં છે તે મને તમે કહી શકશો? તમારા બાપે તમને તે શીખવ્યું છે? અને પરમેશ્વર શું જાણે છે તે તમે મને કહી શકશો? ત્રીજું પરમેશ્વર શું કરી શકે તે તમે મને કહી શકશો?

૫. હાશિમે જવાબ દીધો, "સાહેબ, તમે જે મને પૂછ્યું તે કહેવાનો હું પ્રયત્ન કરીશ. પણ હું તેમ કરૂં તે પહેલાં જે ત્રણ વસ્તુઓ હું જાણતો નથી તે મને કહેવાને હું પણ તમને પૂછું? તમારા સવાલના જવાબ દેવાને તે મને મદદ કરશે (સહાયભૂત થશે.)"

૬. આઠ વરસની ઉમ્મરનો નાનો છોકરો કોઈ પણ સવાલ પૂછે તેનો પોતે સહેલાઇથી જવાબ આપી શકશે એમ ધારીને શિક્ષકે કહ્યું, "મારા ભાઇ, બહુ સારૂ, તમે જે ત્રણ વસ્તુ જાણવા માગો છો તે કઇ છે?"

૭. હાશિમે જવાબ દીધો, "સાહેબ, તમે મને પહેલું ઘણી કૃપાથી કહેશો કે પરમેશ્વર કયાં નથી? બીજું, પરમેશ્વર શું જાણતો નથી તે મને કહેશો? પરમેશ્વર શું કરી શકે નહિ તે મને કહેશો? ત્યાર પછી પરમેશ્વર કયાં છે, પરમેશ્વર શું જાણે છે, અને પરમેશ્વર શું કરી શકે છે તે હું તમને કહીશ."

૮. શિક્ષક બુમ પાડીને બોલ્યા, "હાશિમ, શાબાશ! તમારા સવાલથી તમે મારા પ્રશ્નનો ઘણી સ્પષ્ટતાથી તમે પોતે જવાબ વાળ્યો છે." તેણે હાશિમના બાપને કહ્યું, "સાહેબ, તમે તમારા છોકરાને સારી રીતે શીખવ્યું છે, પરમેશ્વરની શક્તિ અને ડહાપણ વિશે હું તેને કાંઇ વધારે શીખવી શકિશ નહિ. પણ બીજી વસ્તુઓ વિશે જે હું જાણું છું તે હું તેને ખુશીથી શીખવીશ."

---

૨

## પ્રિન્સ ઑવ વેલ્સ અને છોકરો.

૧. સાતમા એડવર્ડ રાજા જ્યારે પ્રિન્સ ઑવ વેલ્સ (પાટવી

કુંવર ) હતા ત્યારે તેમણે ઘણાં માયાળુ કામ કર્યાં હતાં; અને જે ઘણી વાતો કહેવાય છે તેમાંની આ એક છે, અને ખરી રીતે તે સાચી વાત છે.

૨. એક દિવસે તેમણે એક નાના છોકરાને ઉદાસ ચહેરે ડુસકાં ખાતો મહેલના દરવાજા આગળ જોયો. તે ઉભા રહ્યા અને જો કે ઘણું મોડું થયું હતું તો પણ તે આટલો બધો કેમ રડતો હતો તેનુ કારણુ તે છોકરાને પૂછ્યું.

૩. દરવાજા પર પહેરો ભરતા સિપાઇએ કુંવરને કહ્યું કે તે છોકરાને રાણીને મળવું છે; અલબત તેણે મને કહ્યું હતું—અને ત્યારનો તે રડે છે—રાણીને મળી શકાય તેમ નથી.

૪. કુંવરે નાના છોકરાને હાથ અડકાડયો અને ધીમેથી કહ્યું મારી સાથે ચાલ. આ સઘળા સિપાઇઓ મારા તાબે છે. તમે રાણીને નક્કી મળી શકશો.

૫. અને તેણે પોતાનું વચન પાળ્યું; કારણ કે તે રાણી વિકટોરીઆ પાસે અંદર તે છોકરાને લઈ ગયો. તેણે કોઇ દિવસ પહેલાં આવી ઉમદા આવી મધુર અને આવી ઉદાસ બાઇ કદી જોઇ નહોતી.

૬. અને તેણે પોતાનુ નામ અને ઉમર કહ્યાં તેથી તેણીએ તેને ઘણા માયાળુ શબ્દ કહ્યા; અને તેણીને મુકીને બહાર ગયો તે પહેલાં તેણીએ તેને એક સોનાનો સિક્કો આપ્યો.

૭. તે નાનો છોકરો હવે ઘરડો થયો છે અને તેના વાળ ભૂરા થઇ ગયા છે તો પણ તે આનંદથી તે શબ્દો સંભારે છે. અને

રાણીએ તે દિવસે તેને જે સોનાનો સિક્કો આપ્યો હતો તે પોતાના મોટામાં મોટા ખજાના તરીકે રાખી મૂકે છે.

૮. વિક્ટોરીઆ અને એડવર્ડ દેવલોક પામ્યાં છે પણ **માયાળુ કામ કદી પણ ભુસાતાં નથી.** તેઓનાં નામ આજ દિન પણ આપણા હૃદયમાં વસે છે. તેઓનો હમેશાં આપણા હૃદયમાં વાસ રહેશે



## ૩

## બીજાને માટે ઝાડ રોપવા વિષે.

૧. એક દિવસ જે એક રાજા બહાર શિકારે નિકળ્યો હતો તેને એક ઘરડો માણસ મળ્યો જે એક આંબો રોપતો હતો.

૨. રાજાએ પોતાની સાથે જે અમલદારો હતા તેમને કહ્યું " આ ઘરડો માણસ કેવો મૂર્ખ છે ? " " તે ધારે છે કે હજુ તે જુવાન માણસ છે અને આ ઝાડનું ફળ ખાવા જીવશે."

૩. બધા અમલદારો પણ હસ્યા. ત્યારે રાજાએ તે ડોસાને કહ્યું, " તમને કેટલાં વરસ થયાં છે ? "

૪. " ખુદાવિંદ " ડોસાએ કહ્યું, " મને એંશી વરસ થયાં છે. પણ હું પરમેશ્વરનો આભાર માનું છું કે હજુ હું મજબુત અને તંદુરસ્ત લાગું છું. "

૫. રાજાએ કહ્યું " તમે હજુ કેટલાં વરસ જીવવાનું ધારો છો ? જે ઝાડનું ફળ તમે કદી ખાઇ શકવાના નથી તે ઝાડ રોપવા-ની તમે શા માટે મહેનત લ્યો છો ? "

૬. "ખુદાવિંદ" તે ડોસાએ કહ્યું, "હું જાણું છું કે આ ઝાડનું ફળ હું કદી ખાઇ શકીશ નહિ, પણ આપણા બાપદાદા જેમ કરતા તેમ આપણે કરવું એ ખરૂં છે. તેઓ ઝાડ રોપતા અને આપણે હવે તેનું ફળ ખાઇએ છીએ. હું આ ઝાડ રોપું છું જેથી મારાં છોકરાંઓ અને છોકરાનાં છોકરાં તે ફળ ખાય."

૭. રાજા તે જવાબ સાંભળીને ઘણો ખુશ થયો અને તે ઘરડા માણસને દસ રૂપિયા બક્ષિસ આપ્યા.

૮. તે ડોસાએ હસીને કહ્યું, "મેં આ ઝાડ નકામું રોપ્યું છે એમ કોણ કહી શકે? જે દિવસે મેં તે રોપ્યું તેજ દિવસે તે ઝાડે મને દસ રૂપિયાની કેરીઓ આપી છે.

---

૪

## ચામાચિડીઉં.

૧. ચામાચિડીઉં એ ઘણું વિચિત્ર પ્રાણી છે. તે પક્ષી નથી અને તેમ છતાં તેને પાંખો છે અને હવામાં ઉડી શકે છે. તે પાંખ-વાળા ઉંદર જેવું જણાય છે.

૨. તેની પાંખો પક્ષીઓની પાંખો માફક પિછાંની બનેલી નથી પણ પાતળી ચામડીની છે. પક્ષીના આખે ડિલે પિછાં હોય છે, પણ ચામાચિડીઆને ડીલે એકપણ પીછું નથી. તેનું શરીર નરમ રૂવાંથી ઢંકાયલું છે. પક્ષીઓને ચાંચ હોય છે જે વડે તેઓ પોતાનો ખોરાક ઉપાડી લે છે, પણ ચામાચિડીઆને ઉંદરના જેવું મોં અને દાંત છે. તેને ઘણા તિક્ષ્ણ દાંત છે અને ઘણા જોરથી કરડી શકે છે. પક્ષીઓ

ઇંડાં મૂકે છે પણ ચામાચિડીઆને ઉંદર જેવાં બચ્ચાં હોય છે. તેઓ પોતાનાં બચ્ચાંને ધવરાવે છે.

૩. તમે ઘણા પક્ષીઓના માથા ઉપર તેમના કાન જોઇ શકતા નથી. પક્ષીઓને કાન હોય છે પણ તે ઘણા નાના હોય છે અને તે શોધી કાઢવું ઘણું મુશ્કેલ છે; પણ ચામાચિડીઆને ઉંદરના કાન જેવા મોટા કાન છે. એક જાતના ચામાચિડીઆને તેના આખા શરીર જેટલા લાંબા કાન હોય છે તે ધીમામાં ધીમો અવાજ સાંભળી શકે છે.

૪. પક્ષીઓ અને જનાવર બંનેને પગ હોય છે અને ચાલી શકે છે પણ ચામાચિડીઉં ચાલી શકતું નથી. તેને ખરા પગ નથી. તેના પાછલા પગે તેને પંજા હોય છે જે વડે તે પોતે ઉંચે (અધર) લટકી શકે છે. તે જમીન ઉપર ભાગ્યેજ ચાલી શકે છે. તે હવામાં થઇને ફક્ત ઉડી શકે છે.

૫. આખો દિવસ ચામાચિડીઉં પોતાના પંજાવડે પોતાની પાંખો બીડી દઇને અને પોતાનું માથું નીચે રાખીને કોઇ અંધારી જગા જેવી કે ગુફા અથવા જુના મકાનમાં લટકી રહે છે. કેટલાંક મંદિરોમાં ઘણાં ચામાચિડીઆં હોય છે. સૂર્યના તેજસ્વી પ્રકાશમાં ચામાચિડીઉં જોઈ શકતું નથી. જ્યારે ચામાચિડીઉં દિવસે બહાર ઉડે છે ત્યારે કાગડાઓ તેની પાછળ પડે છે અને તેને મારી નાંખે છે. પણ રાત્રે તે સારી રીતે દેખી શકે છે અને તેથી અંધારામાં તદન સહિસલામત આમતેમ ઉડી શકે છે.

૬. સૂર્ય આથમે છે કે તરત સઘળાં ચામાચિડીઆં બહાર આવે છે અને ખાવાનું મેળવવાને આમ તેમ ઉડે છે. તેઓ હવામાં

ઘણી ઝડપથી ફરી શકે છે અને આમ તેમ દોડી શકે છે. તેઓ ઉડતાં ઉડતાં જંતુઓને પકડે છે અને ખાઇ જાય છે.

૭. કેટલાંક ઘણાં મોટાં ચામાચિડીઆંને **ઉડતાં શિયાળ** કહે છે. તેઓના ડીલે ઘણાં રૂઆં હોય છે, અને તેઓનાં માથાં શિયાળનાં માથાં જેવાં કાંઈક દેખાય છે. તેઓ આખો દિવસ પોતાના પંજાવડે છાયાવાળા ઝાડમાં ટંગાઇ રહે છે અને હમેશાં સંખ્યાબંધ એકઠાં માલૂમ પડે છે. તેઓ ફળ ખાય છે. સંધ્યાકાળે તેઓની લાંબી હારો તેઓ જે ફળ ઝાડ ઓળખતાં હોય છે તે રસ્તે હવામાં થઇને ઉડતી દેખાય છે. આખી રાત તેઓ ફળ ખાઇને રહે છે, જેને માટે તેઓ ચીસા પાડે છે અને માંહો માંહે લડે છે. ફળની વાડીના માલેકો રાત્રે તેની ચોકી કરવાને માણસો રાખે છે અને જે ઉડતાં-શિયાળ બધાં ફળ થોડીવારમાં ખાઈ જાય છે તેમને હાંકી મૂકે છે.



## ૫

## ચામાચિડીઉં, પક્ષિઓ અને પશુઓ.

૧. હવાનાં પક્ષીઓ સાથે એક વખત પશુઓને લડાઇ થઈ. ક્યારે થઈ તે હું જાણતો નથી, અને કયાં થઈ તે હું કહી શકતો નથી! પણ લડાઈ લાંબો વખત ચાલી, કારણ કે પશુઓ જોરાવર હતાં અને તેવીજ રીત હવાનાં પક્ષીઓ પણ હતાં.

૨. જે નાના પ્રાણી વિશે તમે સાંભળ્યું હશે તે તે વખતે ત્યાં હતું. એક દિવસ તે પોતે પશુ છે એમ કહેતું અને બીજે દિવસે પક્ષી છે એક કહેતું. અને તે લુચ્ચું જીતવાળા પક્ષ તરફથી હમેશાં

લડવાને પ્રયત્ન કરતું. ચાલો ત્યારે હું તમને કહું કે આ લુચ્ચું પ્રાણી ચામાચિડીયું હતું.

૩. એક દિવસે જ્યારે પશુઓ જીતમાં હતાં ત્યારે તે તેમના આગેવાન પાસે ગયું અને કહ્યું, "મારા દોસ્ત હું પશુ છું. જો તમને તે બાબત જરી પણ શક હોય તો મારા માથામાંના દાંત તરફ નજર કરો. પક્ષીની ચાંચમાં તમે કોઈ દિવસ દાંત જોયા હતા? અથવા તમારી જીંદગીમાં એક વખત પણ સાંભળ્યું હતું? જેવી રીતે ચામાચિડીયું ધવરાવે છે એટલે તેની માદા ધવરાવે છે તેવી રીતે કોઇ પણ પંક્ષી છે કે જે પોતાનાં બચ્ચાંને ધવરાવે? અરે ખેતરનાં પશુઓ હું તમારા પક્ષમાં લડીશ. હું મરતાં સુધી લડીશ. હું કોઇ દિવસ શરણે થઇશ નહિ!

૪. બીજેજ દિવસે તેણે લોકોને બોલતા સાંભળ્યા કે પશુઓ હારવા માંડે છે; બીકનું માર્યું તે એકદમ કર્યું અને જ્યારે તે સમાચાર તેણે સાંભળ્યા ત્યારે જેટલી બને તેટલી ઝડપથી લડાઇ તરફ ધસ્યું. તે પક્ષીઓની મદદે ગયું અને કહ્યું મારી પેઠે હવામાં કોઇ પશુ ઉડી શકે છે? હું અહીંઆં ઉડીશ, ત્યાં ઉડીશ અને હવાનાં પક્ષીઓને માટે આ લડાઇ જીતીશ.

૫. આ પછી તરતજ કજીઆનું સમાધાન થયું. અને જે લડાઈ આટલો લાંબો વખત સુધી ચાલી તેનો છેડો આવ્યો. પશુ અને પક્ષી બધાં સલાહ શાંતીથી એકઠાં થઇને એક સુંદર મિજબાની ઉડાવવા મળ્યાં. એઠકો ઘણી હતી, ખાવાનું તેમ પીવાનું પુષ્કળ હતું. અને જ્યારે ગમ્મતની શરૂઆત થઇ કે કોઇ અંદર આવ્યું—તમે કોણ ધારો છો?

૬. તમને તરત તેનો ખ્યાલ આવશે તે આપણું દોસ્ત ચામાચિડીઉં હતું. તેણે સલામ કરી અને હસતે મોંએ કહ્યું, "વહાલા દોસ્તો, મને આશા છે કે તમે મારે માટે જગા રાખી હશે." પશુઓએ કહ્યું, "તમે પક્ષી છો." પક્ષીઓએ કહ્યું, "તમે પશુ છો." પણ બધાં બુમ પાડીને બોલી ઉઠયાં, "અમારી મિજબાની-માંથી ચાલ્યા જાઓ."

૭. તેથી તે ગરીબ નાનું ચામાચિડીઉં દિવસના અજવાળામાં દેખાવાને લજવાઇને તેમની નજર આગળથી ગુપચુપ ચાલ્યું ગયું અને તે દરમાં સંતાઇ ગયું અને જ્યારે કોઇ હોય નહિ ત્યારે રાત્રી સિવાય કદી બહાર નીકળતું નહિ. અને ત્યારથી જે ચામાચિડીઉં હવે પછી જીવે છે તે પોતાના દરમાંથી બહાર આવતાં બીએ છે અને લજવાય છે અને ખૂબ અંધારામાં પશુ અને પક્ષીઓ ઉંઘી ગયાં હોય છે એવું તે જાણતું નથી ત્યાં સુધી બહાર નીકળતું નથી તેનું તેજ કારણ હોવું જોઇએ એમાં મને સંદેહ નથી.

---

૬

## જે બિલાડીઓ ન્યાય મેળવવા ગઇ તે વિષે.

૧. એક વખતે બે બિલાડીઓ હતી જે એકજ ગામમાં રહેતી અને જેમને ઘણી દોસ્તી હતી.

૨. બપોરના બંને બહાર ફરવા નીકળી અને એક ઉઘાડી બારી-વાળા ઘર આગળ આવી. બિલાડીઓ ડોકીઉં કર્યા સિવાય ઉઘાડી બારીમાં કદી જતી નથી. બંને બિલાડીઓ ઉભી રહી અને ઓરડામાં ડોકીઉં કરીને તે બંનેએ તેજ વખતે મેજ ઉપર એક રોટલી જોઇ.

૩. ઓરડામાં કોઈ નહોતું તેથી બંને બિલાડીઓ સાથે ધીમે રહીને અંદર કુદી પડી અને મેજ ઉપર કુદકો માર્યો. તેઓએ રોટલી લીધી અને તેના બે કટકા થયા ત્યાં સુધી ખેંચવા લાગી, જે દરેક કટકો જે બિલાડીના હાથમાં આવ્યો તે તેણે લીધો અને બહાર જમીન ઉપર નીચે કુદી પડી.

૪. પછી રોટલી ખાવા તેઓ વાડીમાં દોડી ગઈ, પણ એક કટકો બીજા કરતાં મોટો હતો. એક બીલાડીએ કહ્યું " આ કટકો મારો છે, હું તે અહીઆં લાવી." બીજીએ કહ્યું, "અરે, ના, આપણે બંનેએ તે રોટલી એકી વખતે જોઇ. આપણને દરેકને સરખો હિસ્સો મળવો જોઇએ," પહેલી બિલાડીએ કહ્યું. "હું મારો કટકો નહિ આપું." બીજીએ જવાબ દીધો, " તમારે આપવોજ પડશે." પછી તે બને લડવા લાગ્યાં અને એક બીજાને નહોરીઆં ભરવા લાગ્યાં.

૫. તે વાડીની ભીંતે એક લુચ્ચો વાંદરો બેઠો હતો તેણે બિલાડીઓને કહ્યું " તમે રોટલી બાબત આમ શા માટે લડો છો? તમે એક મત થઇ શકતા ન હોતો તમે શા માટે ન્યાય મેળવવા જતાં નથી? ન્યાયાધીશ તમારા બંને વચ્ચેનો કજીઓ યોગ્ય રીતે ચુકવશે." બંને બિલાડીઓ બોલી ઉઠી, "હા હા, ચાલો આપણે ઇન્સાફ મેળવવા જઇએ."

૬. આ પ્રમાણે બિલાડીઓ ઇન્સાફ મેળવવા ગઈ. વાંદરો ન્યાયાધિશ બન્યો અને તેણે ઝાડના મથાળે સુંદર છાયાવાળી જગામાં પોતાની અદાલત ભરી. તેણે શરૂ કર્યું, " હા, હું સમજ્યો છું. આ કટકો બીજાના કરતાં વધારે મોટો દેખાય છે. પણ મને ખાતરી કરવા દો. હું તેમને જોખી જોઇશ." તેથી તેણે પોતાનાં ત્રાજવાં લીધાં

અને દરેક પલ્લામાં એકેક કટકો મૂકીને રોટલીના બંને કટકા જોખ્યા.

૭. ન્યાયાધિશે કહ્યું, "હું ધારતો હતો તેજ પ્રમાણે છે, આ કટકો પેલા કરતાં ભારે છે, મારે તેને થોડો હલકો કરવો જોઇએ." તેથી તેણે મોટા કટકામાંથી થોડો ખાધો અને પાછો ત્રાજવાના પલ્લામાં મૂક્યો, તેણે કહ્યું, " હવે બીજો કટકો ભારે છે. " અને તેમાંથી થોડો કરડી ખાધો.

૮. બીલાડીઓ હવે વ્યાકુળ થવા લાગી તેઓએ કહ્યું, " અમને અમારી રોટલી પાછી આપો. એક કટકો બીજા કરતાં મોટો છે તેની અમારે કાંઇ ફિકર નથી. અમે તદન સંતોષ થયાં છીએ. "

૯. તે પ્રમાણિક ન્યાયાધિશે જવાબ વાળ્યો, " મારી વ્હાલી બાઇઓ, તમે સંતોષ પામ્યાં છો પણ અદાલત સંતોષ પામી નથી. બંને કટકા તદન સરખા કરવા જોઇએ, " આમ કરીને જ્યાં સૂધી એ નાના કટકાઓ રહ્યા ત્યાં સૂધી પહેલો એક અને પછી બીજો એમ બંને કટકા કરડવા લાગ્યો.

૧૦. તે ન્યાયાધિશે કહ્યું, " હવે તપાસ પૂરી થઇ છે. આ બે કટકા બરાબર એકજ માપના અને એકજ તોલના છે. "

૧૧. બિલાડીઓએ કહ્યું, " તે અમને આપો. " વાંદરાએ જવાબ દીધો, " ખરેખર, નહિ. શું તમે એમ ધારો છો કે મેં આ બધી મહેનત ફોકટ લીધી છે? કજીઓ ચલાવવા બદલ મારે મારૂં મહેનતાણું (ફી) જોઇએ.

૧૨. તેણે આમ કહીને જે રહ્યું હતું તે પોતાના મોંમાં ભરી દીધું. અને અદાલત બરખાસ્ત કીધી. ન્યાય મેળવવા જતાં બિલાડીઓને જે મળ્યું તે આ હતું.

૭

## નરમાશથી બોલો.

૧. નરમાશથી બોલો, ભય કરતાં પ્રેમથી વશ કરવું તે વધારે સારૂં છે. નરમાશથી બોલો, આપણે અહીંઆં જે ભલું કરીએ તે કોઇ પણ કઠોર શબ્દથી બગાડશો નહિ.

૨. નાનાં છોકરાં સાથે ધીમેથી બોલો તેમનો પ્રેમ જરૂર મળશેજ; ધીમા અને નમ્ર શબ્દોમાં તેમને તે શીખવો; તે લાંબો વખત રહે નહિ

૩. ઘરડાઓની સાથે નરમાશથી બોલો. દુઃખી આત્માને દુઃખ દેશો નહિ. જીંદગીની મુદત લગભગ પૂરી થઈ છે—એવાઓને શાંતી·માં જવા દો.

૪. ગરીબની સાથે નરમાશથી અને માયાળુપણે બોલો, એક કઠણ અવાજ સાંભળવા દેશો નહિ; કઠોર શબ્દ વિના તેમને સહન કરવાનું પુષ્કળ છે.

૫. નરમાશથી બોલો !—એ નાની બાબત છે, અરે, તે સારી રીતે કરવા પ્રયત્ન કરો. જે ભલું, જે આનંદ તેનાથી થાય છે તે ભવિષ્ય કહી બતાવશે.



૮

## ગુલાબ.

૧. ગુલાબ એ સુંદર ફુલ છે. તેના જેવાં મધુર વાસવાળાં બીજાં ફુલો છે પણ તેઓ એટલાં સુંદર નથી. બીજાં ફુલો એટલાં સુંદર છે પણ તેઓ એટલાં મધુર વાસવાળાં નથી. દુનિયામાં એકે

એવું ફુલ નથી કે જે ગુલાબના જેટલું સુંદર અને મધુર વાસવાળું હોય. એટલા માટે તેને ફુલોની રાણી કહે છે.

૨. દુનિયાના ઘણા ભાગોમાં ગુલાબ જંગલમાં ઉગે છે; પણ જંગલી ગુલાબ બાગનાં ગુલાબ જેટલાં મોટાં હોતાં નથી, તેમ સુંદર હોતાં નથી. તેમ મધુર વાસવાળાં હોતાં નથી. ઇંગ્લાંડના દરેક બાગમાં આ મધુર ફુલ માલૂમ પડેછે. અને તેના સિવાય કોઇ પણ બાગ સંપૂર્ણ ગણાય નહિ.

૩. કેટલાક મોટા, કેટલાક નાના, એમ ગુલાબોની સેંકડો જાતો છે. તેઓ જુદા જુદા રંગના હોય છે; કેટલાંક ધોળાં, કેટલાંક રાતાં કેટલાંક પીળાં, એક જાતનો રંગ ગુલાબી રંગથી ઓળખાય છે. જે છોકરાંઓ ઠંડા દેશોમાં રહે છે તેમના ગાલમાં જે રંગ દેખાય છે તે ગુલાબી રંગ છે અને તે તંદુરસ્તીનું ચિન્હ છે.

૪. ગુલાબ મોટા ઝાડ ઉપર થતાં નથી પણ છોડવા ઉપર થાય છે. આ છોડવાઓને ઘણીવાર અણીદાર કાંટા હોય છે જે, જો આપણે તેને અડકીએ તો આપણી આંગળીમાં ભોંકાય છે. કેટલાંક મધુરમાં મધુર ગુલાબને ઘણાંજ અણીદાર કાંટા હોય છે.

૫. દિલ્લીમાં **નુરજહાં** અથવા "દુનિયાનું તેજ" નામે એક સુંદર રાણી હતી. તેનો પતિ જહાંગીર નામે મોટો મોગલ શહેનશાહ હતો. પાણી સુવાસિત કરવાને પોતાના નહાવાના પાણીમાં તે ઘણી વખત ગુલાબનાં ફુલો ભરતી, એક વખતે ગુલાબ નહાવા ના પાણીમાં બે ત્રણ દિવસ સુધી રહી ગયાં—રાણી તે જોવા ત્યાં આવી ચઢી અને પાણીની સપાટી ઉપર એક જાતનું તેલ તરતું જોયું તે તેલને તેણે રૂમાલ અડકાડયો અને તેનામાં ઘણી મધુર

વાસ છે એમ માલુમ પડયું. તે તેલને તેણે જહાગીરનું અત્તર અથવા જહાંગીરનો વાસ એવું નામ આપ્યું. હિંદુસ્તાનમાં તે ઉત્તમ ખુશબો હોવાથી હવે તેને અત્તર અથવા ખુશબો કહે છે. યુરોપમાં તેને "ઑટો ઑાવ રોઝીઝ" કહે છે.

૬. જે ખુશબો ગુલાબમાંથી બનાવવામાં આવે છે તેને સારૂ ઇરાન, ટર્કી અને કાશ્મિરની વાડીઓમાં તે ઘણો ઉગાડવામાં આવે છે. ખુશબો બે જાતની છે. સાધારણ જાતની જેને ગુલાજળ કહે છે. અને ઘણું જવલ્લે અને મોઘું મળતું જેને ગુલાલનું અત્તર કહે છે.

૭. ઘણા તાજા ચુંટેલા ગુલાબ ને થોડા પાણીવાળા બંધ વાસણમાં રાખી મુકવાથી ગુલાબજળ બને છે; તે વાસણને પછી ગરમ કરવામાં આવે છે. જે બાફ નીકળે છે તેને એક નળીમાં થઈ ને ઠંડા વાંસણમાં લઇ જવામાં આવે છે જ્યાં ફરી તેનું પાણી થઇ જાય છે. એને ગુલાબજળ કહે છે.

૮. ગુલાબજળમાંથી ગુલાબનું અત્તર બને છે. ગુલાબ જળને મોટી છાછરી તાવડીઓમાં નાખે છે જેને ઘણાં દિવસ સુધી હવામાં બહાર મુકે છે. રાત્રે તેલ પાણીની સપાટી ઉપર તરી આવે છે. આને સંભાળથી પીછાવડે લઇ લેવામાં આવે છે. આ તેલને ગુલાબનું અત્તર કહે છે. તે ઘણું કિમતી છે. એક તોલો અથવા એક રૂપીઆ ભાર અત્તર બનાવવા સારૂ એક લાખ ગુલાબ જોઇએ છીએ. આ ઘણીવાર સો રૂપિયે વેચાય છે.

૯. જ્યારે પૈસાદાર માણસો પોતાને ઘેર પરોણાઓને નોતરે છે ત્યારે પાછા જતી વખતે તેમના ઉપર તેઓ ગુલાબજળ અને કોઇ કોઇ વખત ગુલાબનું અત્તર છાંટે છે.

૯

## દરજી અને સુતાર.

૧. બે ભાઇબંધો એક વખત મુસાફરી કરવા નિકળ્યા, આ વાત અસલના વખતની કહેવાય છે—એક ઉંચો અને જોરાવર સુતાર હતો, બીજો ઠીંગણો પણ બહાદુર દરજી હતો.

૨. તેઓને ઘણા ઘાડા જંગલમાં થઇને જવાનું હતું તે રસ્તો ઝાડી અને ખડક અને ઝાડમાં થઇને જતો હતો; તે દરજીએ પોતાના મિત્રને કહ્યું, " જો એક કુર જંગલી જાનવર આવે તો આપણે શું કરવું ? "

૩. તે સુતારે ગર્વથી કહ્યું, " હું તે જાનવરને ઝપાટાબંધ હાંકી કાઢીશ બ્હીશ નહિ. મારા નાના મિત્ર, હું જ્યાં સૂધી અહીઆં છું ત્યાં સૂધી તને આજે કાંઈ પણ ઇજા થશે નહિ. "

૪. પણ " મારા ઉપર વિશ્વાસ રાખ " એવું તેણે કહ્યું કે તરતજ જંગલમાંથી એક મોટું ભૂરૂં રીંછ ધસી આવ્યું. ઉંચા અને જોરાવર સુતારનો ભય જોઇને તમને ખડખડ હસવું આવ્યું હોત.

૫. તે ઝપાટા બંધ નજીકમાં ઝાડ તરફ દોડી ગયો અને ઉંચી ડાળીએ ચઢીને બેઠો—તેને તે નાના માણસનો કાંઈ પણ વિચાર આવ્યો નહિ જેને હમણાજ થોડા વખત ઉપર તેણે બચાવવાનું વચન આપ્યું હતું.

૬. દરજી બહાદુર હતો—તેણે કાંઇ પણ અવાજ કર્યો નહિ. એક પણ શબ્દ બોલ્યો નહિ—પણ નાસી જવાને બદલે જમીનપર

હાલ્યા ચાલ્યા વગર પડી રહ્યો, જેથી એમ જણાયું કે તે હિંમત વાળો હતો એટલુંજ નહિ પણ હોંશિઆર હતો.

૭. તે જ્યાં પડયો હતો તેની આસપાસ તે રીંછ ફર્યું તેના પગ સુંઘ્યા. અને તેના વાળ સુંઘ્યા. પછી જાણે એમ કહેતું હોય કે ' હું અફસુસ જણાવું છું કે તે માણસ મરી ગયો છે, ' એમ મોં હલાવતું ચાલ્યું ગયું.

૮. તે સુતાર વળી વધારે હિમતવાન બન્યો. જ્યારે રીંછ ગયું ત્યારે તેણે કહ્યું. " મારા નાના વ્હાલા મિત્ર તેણે તમને શું કહ્યું ? તેણે તમારા કાનમાં ધીમેથી શું કહ્યું ? "

૯. તે દરજીએ કહ્યું . " મારા મિત્ર, જે બડાશ મારનાર ચેતવણી આપ્યા સિવાય નાસી જાય છે તેની સાથે કાંઇપણ સંબંધ રાખવો નહિ, રીંછે મને ધીમેથી કહ્યું તે આ છે, હું આ શિખામણ પ્રમાણે ચાલવાનો ઇરાદો રાખું છું. સાહેબજી. "

---

## ૧૦

## ચોખા.

૧. દુનિયામાં અડધા કરતાં વધારે લોકોનો મુખ્ય ખોરાક ચોખા છે. જે સઘળા ગરમ દેશોમાં વરસાદ ઘણો પડ છે તે સઘળા દેશોમાં તે સારી રીતે પાકે છે, કારણ તેને સારી રીતે પાકવા સારૂ પુષ્કળ પાણી જોઇએ છીએ.

૨. ચોખાના છોડને ડાંગર કહે છે. જ્યારે દાણાને સાફ અને ખાવા લાયક કરવામાં આવે છે ત્યારે તેને ચોખા કહે છે.

૩. હવે વરસાદની ઋતુ શરૂ થઇ છે. તળાવો બધાં ભરાય છે. નદીઓ પણ પાણીથી ભરાઇ જાય છે, અને ગામના લોકો ડાંગર વાવવાને હવે લગભગ બધા કામે લાગેલા છે.

૪. ખેડૂત પોતાના બળદ અને હળ લેઇને ખેતરમાં જાય છે અને જમીન તદ્દન પોચી થાય નહીં ત્યાં સૂધી ફરી ફરીને તેને ખેડે છે.

૫. ખેતરના એક ખૂણામાં તે કેટલાંક ડાંગરનાં બી વાવે છે. જ્યારે નાના ડાંગરના છોડવા આશરે એક ફુટ ઉંચા થાય છે ત્યારે તે પોચા કાદવમાંથી તેમને મૂળસહિત ખેંચી કહાડે છે અને તેની ઝુડીઓ બાંધે છે.

૬. પછી જે સ્ત્રીઓ ખેતરમાં હારબંધ ઉભી હોય છે તેમની પાસે નાના છોડની ઝુડીઓ પુરૂષો લાવે છે. સ્ત્રીઓ છોડ લે છે અને પોચા કાદવમાં તેમને ખોશી ઘાલે છે.

૭. થોડા દીવસ પછી નાના ડાંગરના છોડવાઓને મૂળ બાઝે છે અને ઉગવા માંડે છે. તેઓ ઘણા તરસ્યા હોય છે. તેને પાણી પીવાનું પુષ્કળ જોઇએ છીએ. તેઓનાં મૂળીઆં જમીનમાંથી ખોરાક ચૂશી લે છે. દિવસે દિવસે તેઓ મોટા થતા જાય છે.

૮. આખરે, બે મહીના પછી, ડાંગર ઉગે છે. દરેક સાંઠાને છેડે પચાસ અથવા સાઠ ચોખાના દાણા ઉગે છે. પહેલાં ડાંગર લીલા રંગની દેખાય છે. ત્યાર પછી ભૂખરા રંગની અને પીળા રંગની દેખાય છે. દાણા એટલા વજનદાર હોય છે કે છોડવા એક બાજુએ નમી જાય છે.

૯. હવે વરસાદ બંધ થયો છે અને તેજસ્વી સૂર્ય પ્રકાશે છે ડાંગર લણવાનો સમય થયો છે. માણસો દાતરડાં લેઇને ખેતરમાં જાય છે અને પાકા દાણા લણી લે છે અને બધાને એક જગાએ રાખે છે.

૧૦. જ્યારે બધાં ખેતર લણાઇ રહે છે, ત્યારે દાણાને પરાળમાંથી છૂટા કરવાની જરૂર પડે છે. ડાંગરની ઝુડીઓ ઉપર ખેડૂત વારંવાર પોતાના બળદને ગોળ ફેરવ્યા કરે છે.

૧૧. થોડા વખત પછી પરાળમાંથી દાણો છુટો પડે છે, પરાળ લેઇ લેવામાં આવે છે અને દાણાને ટોપલીઓમાં મૂકે છે, ખેડુત એક સરખી સપાટીવાળો જમીનનો કટકો પસંદ કરે છે અને જે ચારણી પોતે ઉંચે પકડી રાખે છે તેમાંથી દાણો પડવા દે છે અને પવનથી પરાળનાં ઝીણા કટકાં ઉડી જાય છે, ભારે ડાંગર જમીન પર પડે છે અને તેનો ઢગલો થાય છે.

---

## ૧૧.

## કીડી અને તીડો.

૧. તીડો આખો દિવસ આનંદથી ચીં ચીં કરીને સુકા ઘાસના ખેતરમાં કુદકા મારતાં હતાં, પ્રકાશિત તડકામા પોતે મઝા મારતાં હતાં, સવારથી તે રાત સુધી કુદતાં હતાં અને ઠેકડા મારતાં હતાં, કોઇ દિવસ થાકયા વગર, ભૂખ્યાં થયાં વગર તેમ દિલગીરીનું સ્વપ્ન પણ આવ્યા વગર તેમ કાલે વાદળું આવીને અંધારૂ (દુ:ખ) આવશે તેનો વિચાર કર્યા વગર તે આનંદી નાના દોસ્તો તેજસ્વી ગરમ હવામાં કુદતાં હતાં, નાચતાં હતાં અને ભેગાં મળીને હસતાં હતાં,

૨. ધીમે ધીમે મહેનત કરીને ચાલતી એક કીડી તે ઘાસનાં ખેતરમાં થઇને એક ઘઉંનું કણસલું પોતાના દરમાં ઘેર સંભાળથી લઈ જવા પોતાનો બનતો પ્રયત્ન કરતી કરતી લઇ જતી હતી. એક નાના તીડે બુમ મારીને કહ્યું, " અરે, ઉભા રહો, ઉભા રહો. બોલ્યા

ચાલ્યા વિના જવું એ ઘણું અયોગ્ય છે." કીડીએ જવાબ દીધો, " માફ કરજો, હું જંગલી થવા ઇચ્છતી નથી. પણ આજે મારે કામ છે."

૩. " અરે એક મિનિટ ઉભા રહો અને સારી વાતચિત કરો" કીડીએ કહ્યું, " ના, ના, મારાથી તેમ બને તેમ નથી; મારા નાના સંગ્રહમાં આ દાણાનો હું ઉમેરો કરીશ. અને પછી પાછી જઇને કેટલા વધારે લાવીશ. જ્યારે દિવસ લાંબા છે, અને તેજસ્વી ગરમ તડકો મને તંદુરસ્ત રાખે છે તે વખતે જો હું સખત મહેનત ન કરૂં તો જ્યારે વરસાદ ખૂબ પડે ત્યારે હું ખોરાક વિનાની થાઉં; ડાહ્યાં થાઓ ! અને તેજસ્વી દિવસો રહે ત્યાં સૂધી ખૂબ કામ કરો."

૪. તીડે કહ્યું " વરસાદનો વિચાર કરવામાં મને કાંઇ ઠીક જણાતું નથી ! અહીઆં પુષ્કળ ખોરાક છે ! તમારા દિવસ નિરંતર મહેનતમાં ગાળીને તમારી જીંદગી તમે બગાડો છો એવું મને લાગે છે." તેથી કીડી પોતાનો ભાર લઇને પોતાને રસ્તે ચાલી ગઇ. પણ તીડો તો ઘાસમાં આમતેમ રમતે લાગ્યાં

૫. પણ કીડી તો જે જાણતી હતી તે વિશે કહેતી હતી અને તીડોને માલુમ પડતું કે તેના શબ્દો ખરા હતા. વરસાદ પડયો. જે વખતે તે મરીને પડવા લાગ્યાં તે વખતે તેઓને તેજસ્વી દિવસ ની કીડીનો વિચાર આવ્યો. અને તેમાંના એકે ધીમે રહીને બાકીના બધાને કહ્યું, "તેણે જે આપણને કહ્યું હતું તે કર્યું હોત તો સૌથી સારૂં થાત. !

**જ્યારે દિવસ લાંબા હોય છે અને તડકામા તમો રમો છો ત્યારે વરસાદ ( જરૂર ) ના દિવસને માટે બચાવવા ભૂલતા નહિ.**

---

## ૧૨

## મોડો લતીફ.

૧. લતીફ આઠ વરસની ઉમરનો છોકરો હતો. તેને હેતાળ માબાપ હતાં, અને ઘરનો સુખી હતો. સાધારણ રીતે તે ભલો છોકરો હતો, અને તેનાં માબાપ કહેતાં તેમ તે કરતો. પણ તેનામાં એક મોટો અવગુણ હતો. તે કાંઇ પણ વસ્તુ વખતસર કરતો નહિ. તે હમેશાં મોડો થતો.

૨. તે જ્યારે છ વરસનો થયો ત્યારે તેને નિશાળે મોકલવામાં આવ્યો. પહેલે દિવસે તેનો બાપ તેની સાથે ગયો, અને સાત વાગે જ્યારે નિશાળ ઉઘડે ત્યારે દરરોજ આવવા શિક્ષકે તેને કહ્યું, પણ પહેલેજ દિવસે તે પાંચ મિનિટ મોડો થયો. અને જ્યારે અઠવાડીઆ સૂધી દરરોજ મોડો ગયો ત્યારે શિક્ષકે કહ્યું, "આમ કેમ? તમે હમેશ મોડા થાઓ છો. અમારે તમને "મોડા લતીફ" એમ કહેવું જોઇએ."

૩. બધા છોકરાઓએ શિક્ષકને આ કહેતાં સાંભળ્યું. તે વખતથી તે બધા તે નાના છોકરાને 'મોડા લતીફ' કહેવા લાગ્યા. તે આથી ઘણો શરમાઇ ગયો. પણ તેણે મોડા આવ્યા કર્યું.

૪. ઘરમાં પણ તેમજ ચાલતું. તેની માએ છ વાગે કહ્યું, "ઉઠ." પણ લતીફ દસ મિનિટ વધારે પથારીમાં પડયો રહ્યો. તેના બાપે કહ્યું, "નાસ્તો તૈયાર છે" પણ લતીફે પા કલાક સૂધી બાગમાં ફર્યા કર્યું, અને જ્યારે તે ઘરમાં આવ્યો ત્યારે તેનું ખાવાનું ટાઢું થઇ ગયું. તેના મોટા ભાઇએ કહ્યું, "હવે આ કાગળ ટપાલ ઓફીસમાં લઇ જાઓ; હમણાં ત્રણ વગ્યા છે અને ટપાલ સાડાત્રણે

નીકળશે." લતીફે કાગળ લીધો, પણ રસ્તામાં બીજો છોકરો મળ્યો અને તેનો પતંગ ઉડાડવામાં મદદ કરવા તે ઉભો રહ્યો. ચાર વાગે તે ટપાલ ઓફીસે પહોંચ્યો અને તે દિવસની ટપાલ ચાલી ગઇ.

૫. જે શહેરમાં લતીફ રહેતો હતો તે શહેરથી આશરે વીસેક માઇલ દૂર વરસમાં એક વાર મોટો મેળો ભરાતો હતો. જેનાથી બની શકતું તે દરેક જણ ગમ્મત જોવાને અને ચીજો ખરીદવા તે મેળામાં જતું, ત્યાં શરતો થતી, મદારીઓ આવતા અને રમતો થતી, અને તમારે જે કાંઈ જોઇએ તે તમે બજારમાંથી ખરીદી શકતા. પતંગ, દડા, ભમરડા, ઢીંગલીઓ અને મીઠાઇ મળતાં અને માબાપો પોતાનાં છોકરાં સારૂ તે ખરીદતાં. લતીફનાં માબાપ જેમ દૂર વસતાં તેમ જે લોકો દૂર વસતાં તેઓ આગગાડીને રસ્તે મેળામાં આવતાં.

૬. લતીફ, તેના ભાઇઓ અને બેનો લાંબા વખતથી મેળાની રાહ જોયા કરતાં હતાં. તે દિવસે રજા પડવાની હતી, કારણ કે બધા છોકરાઓને મેળામાં જવાનું હતું અને શિક્ષક પણ જવાના હતા. વળી મેળામાં ચોપડીઓ વેચાતી હતી અને તેને પોતાને માટે કેટલીક ચોપડીઓ અને નવું લુગડું ખરીદવુ હતું.

૭. તેના બાપે કહ્યું, "આવતી કાલે આઠ વાગે આપણે બધાં રેલવે સ્ટેશન ઉપર જઇશું. ગાડી સાડા આઠ વાગે ઉપડે છે. તમે બધાં આઠ વાગે તૈયાર રહેજો." અને લતીફ તરફ જોઇને તેણે કહ્યું, "જોજે મોડો થતો નહિ; ગાડી કોઇની રાહ જોતી નથી. જો આપણે ત્યાં વખતસર નહિ જઇએ તો આપણે પાછળ રહી જઇશું. આપણે મેળામાં ખાવાનું લઇશું અને સાંજે પાછા આવીશું."

૮. બીજે દિવસે સવારમાં દરેક જણ વહેલું ઉઠયું. લતીફે

બધાની સાથે નાસ્તો લીધો, પણ આઠ વાગે જ્યારે તેના બાપે બહાર જવા છોકરાંઓને ભેગાં બોલાવ્યાં ત્યારે લતીફ ત્યાં નહોતો. તેના બાપે બુમો પાડી, "લતીફ, લતીફ, અમે જઇએ છીએ." પણ લતીફ તો દેખાયો નહિ. તેની માએ કહ્યું, "તે આગળ દોડી ગયો હશે. કદાચ મોડા થવાની બીક લાગી હશે."

૯. તેના બાપે જવાબ આપ્યો, "ઠીક આપણે રાહ જોઇ શકીશું નહિ; નહિ તો આપણે ગાડી ચૂકી જઈશું." તેથી તેઓ નીકળ્યાં; પણ જ્યારે સ્ટેશને જઈ પહોંચ્યાં ત્યારે લતીફ ત્યાં નહોતો તેના બાપે ટીકીટો ખરીદ કરી અને થોડો વખત રાહ જોઇ. આગગાડીના ગાર્ડે કહ્યું, "બેસી જાઓ. ઉતાવળ કરો, નહિ તો તમારે માટે જગા રહેશે નહિ. ગાડી લગભગ ભરાઈ ગઇ છે."

૧૦. તેથી તે બધાં લતીફનો બાપ, મા, ભાઇઓ તથા બેનો ગાડીમાં બેસી ગયાં. બરાબર સાડા આઠ વાગે સ્ટેશન માસ્તરે સીસોટી વગાડી અને ગાડી ઉપડી.

૧૧. પરથાર ( platform ) પર અને તેટલી ઉતાવળથી આ કોણ દોડે છે? તે મોડો લતીફ છે. ટોપી પડી જાય છે તે વખતે તે બુમ પાડે છે, "ઉભા રહો, મારે અંદર આવવું છે." પણ ગાડી કોઇને માટે હવી રહેતી નથી, સ્ટેશન માસ્તર બુમ પાડે છે, "પાછા જાઓ, પાછા જાઓ." અને ગાડી ચાલી જાય છે; લતીફ, તેનો બાપ, મા, અને બીજાઓને બારીમાંથી ડોકીઉં કાઢતાં જૂએ છે. પણ તે પાછળ રહી જાય છે. પોતે વખતસર સ્ટેશન પર પહોંચશે એમ ધારીને તે સવારે ખેતરમાં તેણે આમ તેમ રમ્યા કીધું હતું. પણ તે ઘણો મોડો થઇ ગયો.

---

## ૧૩

## શિયાળ અને બગલો.

૧. શિયાળે બગલાને કહ્યું, "વ્હાલા દોસ્ત, આજ રાત્રે નવ વાગે તમે આવશો અને મારી સાથે જમશો ?" બગલાએ જવાબ દીધો, "હું તેથી ખુશી થઇશ, આજ રાત્રે મને ફુરસદ મળશે તેથી હું ખુશી છું." શિયાળ ઘણું માયાળુ હતું એમ તમે ધારતા હશો; તમને શિયાળ જેવું માલૂમ પડશે તેવું તમે તેને જાણતા નથી!

૨. તમે જાણો છો તેમ બગલાને એક ઘણી લાંબી ગરદન અને એક ઘણી લાંબી ચાંચ છે જે વડે તે ખાય છે; અને બગલાને પાણીમાં ચાલવાને ઘણા લાંબા પગ હોય છે, કારણ કે, તે માછલી પર જીવે છે.

૩. અલબત શિયાળ સારી રીતે જાણતું હતું કે બગલું કોઇ પણ છાછરા ( વાસણ ) માંથી ખાઇ શકતું નથી. તેથી તેણે તેની આગળ એક છાછરી રકાબી મૂકી અને જે ખોરાક તેણે તેને આપ્યો તે શેરવો હતો ( પણ ) માછલી નહોતી. "વ્હાલા દોસ્ત, જે બધું તમે જુઓ છો તે તમે ખાવા માંડો!" શિયાળ બની શકે તેટલું મળતાવડું હતું.

૪. શેરવો એટલો સુંદર ( હતો ) અને સ્વાદિષ્ટ વાસ મારતો હતો કે બગલાને એકદમ ભૂખ લાગી, પીવાને તેણે પ્રયત્ન કર્યો, ફરી પ્રયત્ન કર્યો, તેણે ચાંચ બોળી, બોળી, પણ નકામી બોળી.

૫. ત્યાર પછી જ્યારે ભૂખ્યું પક્ષી પાસે ઉભું ત્યારે શિયાળ શેરવો સપાટી ગયું ( ખાઇ ગયું )—તેણે રકાબી ચાટીને તદ્દન સૂકી

કરી અને ત્યાર પછી તેના હોઠ અને પછી તેના પંજા છેક છેડા સુધી ચાટયા. પછી દાંત પીસીને તેણે બુમ પાડી, "અરે, વહાલા! મને બીક લાગે છે કે તમને મારો શેરવો પસંદ પડતો નથી"

૬. બગલાએ જવાબ દીધો, "તમારો ઉપકાર માનું છું, તમે કેવા ભલા, કેવા માયાળુ છો, તમારો ખોરાક કેવો સુંદર છે! આવતી કાલે આવજો અને મારી સાથે જમજો, તમે એક સ્વાદિષ્ટ ભોજન જાણશો; હું યજમાન થઇશ અને તમે મારા પરોણા થજો. હું તમને કેટલીક ઉત્તમ માછલીઓ આપીશ.

૭. શિયાળે જવાબ દીધો, "અરે હા. હું આવીશ! મને માછલીઓ ગમે છે, તે હું કબુલ કરૂં છું."

૮. શિયાળે વિચાર કીધો, "મેં ઘણી વાર સાંભળ્યું છે કે આ બગલો ઘણો મૂર્ખ પક્ષી છે; તેને મારા જેવા પેચ આવડતા નથી! હું જઇશ, હા! હા! હું તેનું ખાણું ખાઇ જઇશ."

૯. બીજે દિવસે લુચ્ચો શિયાળ હસતો હસતો કુદતો કુદતો આશરે અડધો માઇલ (છેટે) બગલાને ઘેર ગયો. બગલાએ સલામ કરીને કહ્યું, "ભલે અંદર આવો અને બેસો; ચાલો આપણે જમવાનું શરૂ કરીએ." બગલાના પોતાના વાસણ–સાંકડા મોંવાળી બરણી–માં જમવાનું પીરસ્યું હતું. તળીએ માછલીઓ મૂકી હતી.

૧૦. પણ જ્યારે તે બંને ભેગા ખાણાપર બેઠા ત્યારે શિયાળ બિલકુલ હસ્યું નહિ. કારણ કે આટલી ઉંચી તે બરણીમાં ખાવાનું ઉંડું હતું તેથી તેને કાંઇ પણ ખાવાનું મળશે કે નહિ એવો તેને શક પડયો.

૧૧. અને બન્યું પણ તેમજ; મેજ ઉપરની બરણીની બહારની બાજુ તે ફકત ચાટી શકયો. બગલો પોતાની ચાંચવડે તે બધું ખાઇ ગયો. અને હવે પેચ વગરના પક્ષીના મોઢા ઉપર સ્મિત માલૂમ પડ્યું.



## ૧૪
## ચંદ્ર સારૂ રડતો રામ.

૧. એક સાંજે, જ્યારે રાણી કૌશલ્યા મહેલમાં રામની સાથે રમતાં હતાં ત્યારે આકાશમાં પૂર્ણિમાનો ચંદ્ર પોતાના પૂર તેજમાં ઉગ્યો હતો. રામે તે જોયો અને રમકડાની પેઠે રમવાને સારૂ મનહર ચંદ્ર રાખવાનું તેને ઘણું મન થયું. અને તે મેળવવાનો પ્રયત્ન કરવામાં ચંદ્ર તરફ પોતાના બે નાના હાથ લાંબા કર્યા; પણ તેને શું જોઇતું હતું તે તેની મા સમજી શકી નહિ. અને તેટલા માટે તે તેને માર-વાનો યત્ન કરવા લાગી.

૨. તેને શું જોઇતું હતું તે માટે કૌશલ્યાએ તેને ઘણી વાર પૂછ્યું. અને તેમ છતાં પણ તે હજુ પણ ચંદ્ર તરફ આંગળી કરતો; તેથી તેને શું જોઇતું હતું તે આખરે તેની જાણમાં આવ્યું. પછી તેણે ધીમેથી તેને કહ્યું, "મારા વ્હાલા નાના છોકરા, ચંદ્ર મેળવવા રડતો નહિ. તે હજારો માઇલ દૂર છે અને તે છોકરાઓને રમવાનું રમકડું નથી અને કોઇ છોકરાને તે કદી પણ મળ્યો નથી. પણ મારા નાના વ્હાલા રામ, હું તને થોડાં જવાહીર લાવી આપીશ, ચંદ્ર કરતાં તે વધારે તેજસ્વી છે અને તું તેની સાથે રમી શકીશ."

૩. ત્યાર પછી તે પોતાના ઓરડામાં ગઈ અને કેટલાંક સુંદર રત્નો બહાર લાવી અને નાના છોકરા આગળ તે મૂકયાં. તેણે કહ્યું

" મારા મધુર છોકરા આની સાથે રમ." પણ રામે તે ફેંકી દીધાં અને રડવાથી તેની આંખો સૂજી ગઈ ત્યાં સુધી રડયાં કર્યું.

૪. આ વખતે ઘણી સ્ત્રીઓ તેને વિંટળાઇ વળી પણ કોઇ તેને સૂખી કરી શક્યું નહિ. એકે કહ્યું, " કદાચ તે ગુસ્સે હોય." બીજી સ્ત્રીએ કહ્યુ, " મને લાગે છે કે તે ઉંઘમાં છે." પછી કૌશલ્યાએ તેને પોતાના ખોળામાં લીધો અને ગીત ગાવા લાગી, પણ તે તેને છાનો રાખી શકી નહિ. પણ તેણે પોતાના નાના હાથથી પોતાની માને ધક્કો માર્યો અને પહેલા કરતાં વધારે મોટેથી રડવા લાગ્યો ત્યારે બધી સ્ત્રીઓએ કહ્યું, " કુંવર માંદા છે. મહારાજાને બોલાવો."

૫. શું કરવું તે રાણી કૌશલ્યાને સૂઝયું નહિ તેથી તેણે મહારાજાને બોલાવવા મોકલ્યું. મહારાજાએ સાંભળ્યું કે રામ માંદો છે ત્યારે તેણે તેને પોતાના હાથમાં લીધો અને છોકરાને આશ્વાસન આપવાને પોતાનાથી બન્યુ તેટલું કર્યું; અને તેમની પહેલાં જેમણે પ્રયત્ન કર્યો હતો તેમના કરતાં તે કાંઇ વધારે કરી શકયા નહિ, અને રામે રડયા કીધું અને તેને શાંત કરાયો નહિ.

૬. પછી મહારાજાએ પોતાના મુખ્ય પ્રધાનને બોલાવવા મોકલ્યું અને જે સઘળી હકીકત બની હતી તે તેને કહી. પ્રધાન ઘણો ડાહ્યો માણસ હતો. તેને પોતાને ઘણાં છોકરાં હતાં. જ્યારે તેણે સાંભળ્યું કે રામ ચંદ્ર સારૂ રડે છે ત્યારે તેણે આજુબાજુના માણસોને દર્પણ લાવવા ઇચ્છા બતાવી. તેથી દર્પણ લાવીને રામના હાથમાં મૂક્યું. જ્યારે તેણે દર્પણમાં ચંદ્રની છબી જોઇ ત્યારે તે હસ્યો અને તરતજ પહેલાંના જેવો આનંદી બન્યો, અને આખા કુટુંબને નિરાંત થઇ.

---

## ૧૫

## ભરવાડનો છોકરો અને વરૂ.

૧. અરે ભાઇ, હું ઘેટાંની રખેવાળી કરીને એટલો બધો કંટાળી ગયો છું કે ફેરબદલો કરવા મારે શું કરવું? મેં ઘેટાંઓ ગણ્યાં છે, ઘેટાંઓનાં બચ્ચાં ગણ્યાં છે, રસ્તામાં એક વખત નહિ પણ દિવસમાં દસ વખત. હું ગણવાનું પૂરૂં કરી રહું છું કે (તરતજ) શરૂ કરૂં છું. તેઓ કદી ઓછાં થતાં નથી, તેની મને ખાતરી છે. આ જીંદગી તો મારાથી સહન થતી નથી! ફેર બદલી સારૂ મારે શું કરવું જોઇએ?

૨. કલાકના કલાક થયાં હું એક આત્માની સાથે બોલ્યો, "કેટલાક આને ખીણ કહે છે, હું તેને દર કહું છું! મને ખબર છે કે સુંદર પક્ષીઓ ગાય છે. હું વળી જાણું છું કે મચ્છરો કરડે છે! કેટલાક લોકોને શાંત અને ધીમી જીંદગી ગમે છે. મને પૂછતા હોતો આટલુંજ જાણું છું. ફેરબદલી સારૂ મારે કાંઇ પણ જોઇએ.

૩. હા! હવે સમજ પડી. હું વરૂ, વરૂ, એમ બુમ પાડીશ. બધા ગામડીઆઓ કેવા દોડશે! તેઓ આમ જોશે તેમ જોશે અને તેઓ કેવા તાકીને જોયા કરશે! ત્યારે હું તેમને કહીશ કે હું તો ફક્ત મશ્કરી કરૂં છું! હા, હું તો આમજ કરીશ,—તેઓ કહે કે આ ઠીક નથી; પણ જો તેઓ ગુસ્સે થશે તો મને તેની દરકાર નથી કારણ કે મને ફેર બદલો મળશે!

૪. ગામડીઆઓએ વરૂ, વરૂ, એવી બુમ સાંભળી. તેઓ બોલી ઉઠયા કે છોકરો જોખમમાં છે; તેથી દરેક જણે ભાલો અથવા

જે કાંઇ પાસે હતુ તે લીધું અને પર્વત નીચે દોડી આવ્યા. જ્યારે તે છોકરાએ ટોળાને જોયું ત્યારે તે મોટેથી હસ્યો અને કહ્યું, (અહીઆં તો) કાંઇ બન્યું નથી! આટલો બધો અવાજ કરશો નહિ, ઘેટાં બધાં વિખરાઇ જશે; મારે તો ફક્ત ફેરબદલો જોઇતો હતો."

૫. તે મૂર્ખ ભરવાડના છોકરાએ એક બે કરતાં વધારે વખત આવું કર્યું. ગામડીઆઓએ કહ્યું, "તેણે આપણને ત્રણ વાર છેતર્યા છે; આ છોકરો આપણને ગાંડા બનાવી મૂકશે! જ્યારે તે વરૂ એવી બુમ પાડશે ત્યારે આપણે ત્યાં જઇશું નહિ અને જ્યારે તેની બુમથી આપણે કોઇ જઇશું નહિ એમ તેને માલૂમ પડશે (કારણકે આપણે ફેરબદલો કરવો જોઇએ છે) ત્યારે ઘણા આશ્ચર્યથી તે પોતાની આંખો ઉઘાડશે."

૬. આખરે એક ભયાનક દિવસે એવું બન્યું કે એક વિકાળ ભુરૂં વરૂ નજીક આવ્યું અને ઘેટાં અને ઘેટાનાં બચ્ચાં રમતાં હતાં તેમના ઉપર કૂદી પડયું અને કેટલાંકને તેણે મારી નાંખ્યાં અને કેટલાંકને તે તાણી ગયું જે વખતે તે ભરવાડના છોકરાએ બીકથી બુમો પાડી. તેણે "વરૂ! હો! હો!" એમ મોટેથી બુમો પાડી, પણ કોઇ આવ્યું નહિ. કારણ તમે જાણો છો અને જે છોકરાને ફેરબદલો જોઇતો હતો તે છોકરા ઉપર તે કુદી પડયું ત્યારે તે વરૂ આનંદથી હસ્યું.

---

## ૧૬

## મુર્ખ કબુતર.

૧. એક વખત કબુતરોનો રાજા પોતાના સાથીઓ જોડે જંગલમાં ઉંચે હવામાં આમ તેમ ઉડતો હતો.

૨. સવારે વ્હેલાં ચંદ્ર આથમવાની તૈયારીમાં હતો તેવામ પક્ષીને પકડી અને વેચીને પોતાનું ગુજરાન ચલાવનાર એક પારધીએ જમીન ઉપર થોડા ચોખાના દાણા વેર્યા હતા તેની ઉપર તેણે એક ઘણી ઝીણી જાળ પાથરી હતી પછી તે પાસેની એ ઘટ્ટ ઝાડીમાં જઇને સંતાઇ રહ્યો હતો.

૩. કબુતરોના રાજાએ આમ તેમ ઉડતાં જમીન ઉપરના ચોખા દીઠા. તે એકદમ થોભ્યો અને પોતાના સાથીઓની જોડે એક ઉંચા આંબા ઉપર ઉતર્યો, તેણે બીજા કબુતરોને પૂછ્યુ " આપણે નીચે ઉડીને પેલા ચોખા ખાઇશું ? "

૪. એક ઘરડા અને ડાહ્યા કબુતરે કહ્યું કે ના. આ ડાંગરનું ખેતર નથી, આતો જંગલ છે. ડાંગર જંગલમાં ઉગતી નથી. આ દાણા અહીં ક્યાંથી આવ્યા ? મને ભય રહે છે કે અહીં કાંઇક દગો છે અને આપણને કદાચ નુકશાન થશે, આપણે જોખમમાં પડવું નહીં.

૫. એક બહાદુર જુવાન અને દુનિયાના જ્ઞાન વિનાના કબુતરે કહ્યું " તે બધું તદ્દન સત્ય છે, પણ આપણને થોડા ખોરાકની જરૂર છે. અહીં આપણને કોઈ ઇજા કરી શકે તેવું દેખાતું નથી. બેશક જોખમ છે, જંગલમાંતો હમ્મેશાં જોખમ હોય છે. મને ઘણી ભૂખ લાગી છે, અને હું પેલા ચોખામાંના થોડા ખાવા ઇચ્છું છું. તે કેવા સુંદર દેખાય છે ! "

૬. આટલું કહેતાંની સાથે તે નીચે ઉડયો અને બીજાં કબુતર તેના પાછળ પાછળ ઉડયાં દરેક કબુતર ચોખાની પાસે

પહેલાં પહોંચવાનો પ્રયત્ન કરવા લાગ્યું. જલ્દીથી તેઓ નીચે આવ્યા અને એકદમ જમીન ઉપર ગોઠવાઇ ગયા. એકાએક તેઓ જાળમાં સપડાયા. પછી જે કબુતરના શબ્દોએ તેમને જાળમાં નાખ્યા હતા તેને તેઓ ગાળો દેવા લાગ્યા.

૭. તેમના રાજાએ કહ્યું " ના, ના. તેનો વાંક કાઢો નહીં. આપણે બધા દોષ પાત્ર છીએ અતિ લાલસાએ આપણને જાળમાં સપડાવ્યા છે. પણ આપણે વાતમાં વખત કાઢવો જોઇએ નહીં. હું કોઇને આ બાજુ આવતો જોઉં છું. તો આપણે એકદમ નાસીશું નહીંતો આપણું આવી બન્યું છે. આપણા પગ જાળમાં સપડાયાછે અને જાળને જમીન સાથે ખીલાથી બાંધી છે. પણ આપણે ઘણા છીએ. ચાલો આપણે એકી વખતે ઉડીએ અને આપણા બધા જોરથી આંચકો મારીએ, અને તેમ કરવાથી ખીલીઓ નીકળી પડશે.

૮. આ શીખામણ સાંભળીને કબુતરોએ તેમના રાજાના કહેવા પ્રમાણે કર્યું તેઓ બધાં સાથે ઉભાં થયાં અને જાળ સહિત ઉડયાં પારધી દોડતો આવ્યો, પણ તે ઘણો મોડો થયો. તે તેમની પાછળ દૂર જંગલની બહારનાં ખેતરો સૂધી દોડયો પણ તે નકામું ગયું. કબુતરો ઝડપથી ઉડે છે અને પારધી થાકીને પાછો ફર્યો.

૯. કબુતરોએ પોતાના રાજાને પૂછ્યું—" આપણે શું કરશું ? આ જાળમાંથી આપણે કેવી રીતે છૂટા થઇ શકીએ ? તેમાંથી આપણે આપણા પગ બહાર ખેંચી કાઢી શકતા નથી."

૧૦. તેમના રાજાએ જવાબ આપ્યો—" ગઇ રાત્રે આપણે સૂતા હતા તે મ્હોટા ઝાડ ઉપર દક્ષીણ દીશામાં ઉડો ત્યાં આગળ

મ્હારો એક મિત્ર છે જે આપણને મદદ કરશે. તે ઉંદરોનો રાજા છે. એક મ્હોટા સીંહ જેને શીકારીઓએ જોસથી દોરડા વડે બાંધ્યો હતો તે દોરડાં કાપી કકડા કરી નાખી તેણે એક વખત તેને છૂટો કર્યો હતો. તે તરતજ આ જાળને કરડી કકડા કરી નાખશે. ઝાડને તળીયે એક દરમાં તે રહે છે."

૧૧ કબુતરોનું ટોળું પછી તે મ્હોટા ઝાડ તરફ ઉડયું. ઉંદરોનો રાજા ઝાડ નીચેના એક ઉંડા દરમાં રહેતો હતો. તેના દરને બ્હાર જવાના ઘણા રસ્તા હતા જેથી કરીને જો એક રસ્તેથી કોઇ દુસ્મન અંદર પ્રવેશ કરે તો તે બીજે રસ્તેથી નાસી જાય. જ્યારે કબુતરો ઉડતાં નીચે આવ્યાં ત્યારે તે પોતાના દરમાંથી બ્હાર ડોકીયાં કરતો હતો. તેમના રાજાને ઓળખીને તે તેમને મળવાને બ્હાર દોડી આવ્યો તેણે બુમ મારી–"મ્હારા મિત્ર, શું થયું છે? તમારા ઝાડ ઉપર આટલી થોડી વારમાં તમે કેમ પાછા આવ્યા? તમે કાંઇ બહુ ઉતાવળમાં લાગો છો હું તમને કોઈ પણ રીતે મદદ કરી શકું તેમ છું?"

૧૨. કબુતરોના રાજાએ જવાબ વાળ્યો–"મ્હારા વ્હાલા ઉંદર અફસોસની વાત છે અમે આ જાળમાં સપડાઇ ગયા છીએ, અને અમારી જીંદગી બચાવવાને અમે માંડ માંડ છુટી નીકળ્યા છીએ. એક ઘાતકી પક્ષીને પકડનાર પારધી દૂર સુધી અમારી પછવાડે પડયો, પણ છેવટે અમે અત્રે આવી પહોંચ્યા છીએ, જેવી રીતે જંગલના રાજા મહાન સીંહને તમે મદદ કરી હતી તેમ તમેજ ફક્ત અમને મદદ કરી શકશો."

૧૩. ઉંદરના રાજાએ કહ્યુ–"અલબત્ત હું તમને મદદ કરીશ. મુસ્કેલીના વખતમાં મદદ કરવા તેયાર ન થાય તેવા મિત્રનું શું

કામ ? ' પછી તે પોતાના તીક્ષ્ણુ નાના દાંત વડે કરડવા મંડયો અને થોડી વારમાં જાળના કાપીને કડકા કર્યા. એક પછી એક તે કબુતરો છૂટા થયા અને જાળના કકડા ઉંદર પોતાના દરમાં ઘસડી ગયો. તેણે સૂચના કરી કે તેમને સુવા માટે તેનો સુંદર માળો બનશે.

૧૪. આભાર નીચે આવેલા કબુતરોએ તેના માયાળુપણા માટે તેનો ઉપકાર માન્યો, તેઓ બોલી ઉઠયા– " મિત્ર હોય તે કેવું સારૂં છે તે હવે અમને માલૂમ પડે છે. અણી વખતે મિત્ર થાય તેજ ખરેખર મિત્ર છે, અને રામ રામ કરી તેઓ ઉડી ગયા.



૧૭

## કંજુસ અને તેનું સોનું.

૧. પોતે બનાવેલા ખાડામાં એક કંજુસ પોતાનો ખજાનો રાખતો હતો તે જોવાને તે હમ્મેશાં આવતો આજ કેવળ તેનો આનંદ હતો.

૨. એક વખત એવું બન્યું કે તે પોતાના ખાડા ઉપર વાંકો વળતો હતો તેવામાં એક બહાદુર ચોરે તેને જોયો અને ચોર તેજ રાત્રે પાછો આવ્યો અને તેનું સોનું ઉપાડી ગયો.

૩. જ્યારે તે ઘરડા માણસને માલુમ પડયું કે તેનો ખજાનો ઉપડી ગયો છે ત્યારે તેણે એવોતો અવાજ કરી મૂકયો કે તેના બધા પાડોશીઓ દોડી આવ્યા અને પૂછયું કે શું છે ?

૪. તેણે કહ્યુ– "મધ રાત્રે એક ચોર મ્હારૂં સોનું ઉપાડી નાસી ગયો" તેના પાડોશીઓએ કહ્યું– "મ્હેરબાની કરી અમને કહોકે તમારૂં સોનુ ચોરાઇ ગયું તે પહેલાં તમે તેનું શું કર્યું હતું ?"

૫. તેણે કહ્યું– "હું તે જોવાને રોજ આવતો અને હવે હું શું કરૂં ?" તેના મિત્રોએ જવાબ આપ્યો– "તમારે રોજ આવવું અને તેને બદલે ખાડા તરફ જોવું."

---

## ૧૮

## બાપાજી અને હાથીઓ.

૧. એક મ્હોટા શહેરમાં એક વ્હેપારી રહેતો હતો અને તેને ત્રણ દીકરા હતા. જ્યારે તેને મરવાનો વખત આવ્યો ત્યારે પોતાની મીલ્કત વ્હેંચી આપવાને તેણે પોતાના દીકરાઓને બોલાવ્યા.

૨. તેણે તેમને કહ્યું–"મ્હારા વ્હાલા દીકરાઓ મ્હારે હવે બીજી દૂનિયામાં જવાનો વખત આવ્યો છે, જ્યાં હું મ્હારી સાથે કશું લઈ જઇ શકું તેમ નથી. મ્હારી પાસે જે સઘળું છે તે હું તમને આપું છું. મ્હારી પાસે ઘણા પૈસા, ઘણાં જવાહીર, ઘોડા, ગાય, ઘર અને બીજી ચીજો છે. આ તમારે તમારી વચ્ચે સરખે ભાગે વ્હેંચી લેવાં.

૩. "તમે જાણો છો તે પ્રમાણે મ્હારી પાસે બધાને સારા ચીન્હવાળા સત્તર હાથી છે. તેને કદી વેચતા નહીં. તેમની ઘણી સંભાળ લેજો. આ હાથીમાંથી અડધા હું મ્હારા સૌથી મ્હોટા

દીકરાને આપું છું. એક તૃતિઆંશ મ્હારા બીજા દીકરાને અને એક નવમાંસ સૌથી ન્હાના દીકરાને આપું છું. દરેક દીકરાએ પોતાના હાથી લેવા અને તેમની સંભાળ લેવી." આ પછી તરતજ તે વેપારી ગુજરી ગયો.

૪. છોકરાઓએ પોતાના બાપની મૃત્યુક્રીયા યથાવિધિ કરી, ઘણા માણસોને જમાડયા, અને ગરીબ માણસોને ઘણા પૈસા આપ્યા. જ્યારે બધું પુરૂં થયું ત્યારે તેમણે તેમના બાપની મીલ્કત તેના કહ્યા પ્રમાણે વ્હેંચી લીધી. દરેક છોકરાએ પોતાનો ભાગ હાથ કર્યો.

૫. પણ જ્યારે તેઓ હાથીઓની પાસે આવ્યા ત્યારે શું કરવું તે તેમને સૂઝયું નહીં. સત્તરને બે, ત્રણ અને નવે કેવી રીતે ભાગવા ! ઘણા માણસની મદદ તેમણે માગી, પણ કોઇ તે પ્રમાણે કરી શકયું નહીં. છેવટે સૌથી મ્હોટા છોકરાએ કહ્યું—"ચાલો આપણે આપાજીરાવ પ્રધાનને ત્યાં જઇએ. તે ડાહ્યા પુરૂષ છે. જો તે આ મુદ્દો પતવી શકે નહીં તો બીજું કોઇ તો તેમ કરી શકેજ નહીં."

૬. પછી તેઓ કીમતી બક્ષીસ પોતાના હાથમાં લઇ પ્રધાનને ત્યાં ગયા અને તેમને માનપૂર્વક સલામ ભરી પોતાની વાત જાહેર કરી. તેમને જે કહેવાનું હતું તે પ્રધાને સાંભળ્યું અને કહ્યું—"ઘેર જાઓ. આવતી કાલે હું આવીને તમારા પિતાની મરજી પ્રમાણે હાથી તમારી વચ્ચે વ્હેંચી આપીશ."

૭. બીજે દીવસે આપાજી પોતાના હાથી ઉપરની અંબાડીમાં બેસી વ્હેપારીને ઘેર ગયો. વ્હેપારીના દીકરાઓએ તેનો ઘણા માન સાથે આદર સત્કાર કર્યો અને તેને એક માન ભરેલી જગ્યા આપી. પ્રધાને કહ્યું—"તે સત્તર હાથીને બ્હાર લાવો." હાથીને લાવવામાં આવ્યા અને એક હારમાં ઉભા રાખવામાં આવ્યા.

૮. આપાજીએ કહ્યું-" હવે મ્હારો હાથી બીજાની સાથે મૂકો અને દરેક જણ પોતાનો ભાગ લ્યો." વ્હેપારીના દીકરા ઘણા ખુશી થયા કે તેઓને એક બીજો હાથી પણ મળશે અને તેઓ તેને વ્હેંચવા લાગ્યા.

૯. સૌથી મ્હોટા છોકરાએ નવ લીધા. બીજાએ ૭ લીધા અને સૌથી ન્હાનાએ બે હાથી લીધા. પછી આપાજીએ તેમને કીધું—"હવે દરેકને પોતાનો પૂરતો ભાગ મળ્યો છે?" તેઓએ જવાબ આપ્યો—"હા," પ્રધાને સૂચના કરી કે-"જો તેમ હોય તો મ્હારો હાથી મ્હને પાછો મળે છે." તેણે આ પ્રમાણે કહી લીધું કે તરતજ તે પોતાના હાથી ઉપર આરૂઢ થઈ ઘેર ગયો.

૧૦. બધા લોકોએ આપાજીના ડહાપણના વખાણ કર્યા અને છોકરાઓ ખુશી થયા કે તેમનો મુદ્દો પતી ગયો અને તેમના બાપની ઇચ્છા પરિપૂર્ણ થઇ.

---

## ૧૯.

## હંસ અને સોનાનું ઇંડું.

૧. એક ધરડી ભૂરી હંસીએ એક સોનાનું ઇંડું મૂકયું અને આખો દીવસ આનંદથી અવાજ કરવા લાગી. પોતાના માલેકને આ ખજાનો આપવાના વિચારથી તે ઘણીજ આનંદ અને સુખ પામી.

૨. જ્યારે ખેડુત સવારે પોતાનો આરામ લઇ ઉઠયો ત્યારે તે ભાગ્યેજ પોતે દીઠું તે માની શકયો અને તેનાથી ચળકતી ચીજને માળામાં સુંદર રીતે ગોઠવાયેલ તેણે જોઇ.

૩. તેણે કહ્યું–" શું તે સોનું છે? અથવા તો તે શું હશે? શું કોઇ મને ઠગવા માગે છે?" પોતાને મળેલી ચીજનું તે શું કરે છે તે જોવાની રાહ જોતી એ આંખને તેણે જોઇ નહીં તેમજ તેણે હંસીને આ પ્રમાણે કહેતાં સાંભળી નહીં–" મ્હારા ઉપર ભરૂસો રાખો. તે ઠગાઇ નથી. તમે સાચું સોનુંજ જૂઓ છો. તમારાં દેવાં પતાવવાને તમારી પાસે પુષ્કળ પૈસા છે અને જો કે તે જરા વિચિત્ર જણાશે પણ હું બીજાં ઘણાં ( ઈંડાં ) મૂકીશ."

૪. અને તેણીએ તેજ પ્રમાણે કર્યું તેને દીવસે દીવસે એક ઇંડું મળવા લાગ્યું. તેણે પોતાનાં દેવાં પતાવી દીધાં, કેટલીક ગાયો ખરીદી, અને જમીનનો એક ટકડો ખરીદ્યો.

૫. અને તેના પાડોશીઓ આશ્ચર્ય પામ્યા અને અંદર અંદર વાતો કરવા લાગ્યાં અને કહેવા લાગ્યા કે–" હવા પાણી ગમે તેવાં હોયતો પણ તેઓ જેને અડે છે તે સોનું બની જાય છે, તે તમે જૂઓ છો ને એનું કારણ શુ હશે? એવો શો ભેદ હશે?" અને તે ભૂરી હંસી બોલી ઉઠી–" તે બધું મ્હારા લીધે છે."

૬. તે માણસના મનમાં એક દુષ્ટ વિચાર આવ્યો અને અફસોસ તેની ઓરત પણ તેની સાથે એક મત થઇ. તેઓએ કહ્યું–" હંસીને ઇંડુ મૂકવાની મરજી આવે ને મૂકે ત્યાં સુધી રાહ જોવી તે મોડું થાય ચાલો આપણે હંસીને મારી નાખીએ અને તેનામાં જેટલું સોનું હોય તેટલું બધું એકી સામટું મેળવી લઇએ તેઓએ હંસીને તેજ દીવસે મારી નાખી અને તેણી ફરીને કદી એકે ઇંડું મૂકી શકી નહીં. આમાંથી એવી શીખામણ છે કે જે

હંસી સોનાનું ઇંડું મૂકતી હોય તેને કદી મારી નાખશો નહીં છોકરાઓ, તમારી પાસે જે હોય તેથી સંતોષ પામો. આની અંદર એજ શીખામણ સમાયેલ છે.

---

૨૦

## લોભીયો કંજુસ.

૧. દખણના એક જંગલમાં એક ઘરડો વાઘ રહેતો હતો અને તે એટલો બધો નબળો પડી ગયો હતો કે તે જંગલના હરણનો શીકાર કરી શકતો ન હતો. (તેથી) માણસો જે હરણની પેઠે દોડી શકતાં નથી તેમને પકડવા માંડવું હતું.

૨. આખરે તે એટલો બધો નબળો પડી ગયો કે તે માણસના જેટલો પણ ઉતાવળે દોડી શકવા લાગ્યો નહીં. શું કરવું તે તેને સુઝયું નહીં. તે વખતે તેને એક સોનાની બંગડી જડી. તેણે પોતાના મનમાં વિચાર કર્યો—અહા ? આ સોનાની બંગડી મને કાંઇ કામની નથી કારણ કે વાઘ બંગડી પહેરતા નથી. પણ કદાચ કોઇ લાલચુ માણસને પકડવામાં મને તે મદદગાર થઇ પડશે.” પછી તે જંગલની વચમાં પાણીના એક નાળાને કાંઠે બેઠો. નાળાનું તળીયું જાડા કાદવથી ભરેલું હતું તેથી કરીને જો કોઈ અંદર જાય તો સ્હેલાઇથી તે પાછો નીકળી શકે નહીં.

૩. જ્યારે તેણે નાળાની બીજી બાજુએ કોઇને પસાર થતાં જોયો ત્યારે તેણે કહ્યું “ઓ! ઓ! અહીંયાં એક સુંદર સોનાની બંગડી છે. આવો ને લેઇ જાઓ.” પણ દરેક જણ તેને જોઇને નાશી જવા લાગ્યાં

૪. આખરે એક કંજુસ જે પોતાની જીંદગી કરતાં પણ સોનાને વધારે કીમતી ગણુનો હતો તે પસાર થયો. જ્યારે તેણે વાઘના શબ્દો સાંભળ્યા ત્યારે તે ઉભો રહ્યો. તેણે પોતાના મનમાં કહ્યું "આજે મ્હારૂં નશીબ ચડીઆતું છે. તે બંગડી લેવાની મને કેટલી બધી ઇચ્છા છે પણ તેમ છતાં મ્હારે મ્હારી જીંદગી જોખમમાં નાખવી જોઇએ નહીં. પણ દરેક નફો જોખમ ખેડવાથીજ મળે છે. શું કરવું તેનો મને વિચાર કરવા દો.' પછી તેણે વાઘને કહ્યું 'તારી બંગડી કયાં છે?'

૫. વાઘે પોતાનો પંઝો આગળ ધરીને કહ્યું "આ રહી." કંજુસે કહ્યું "હં! હું ત્હારા જેવા ઘાતકી વાઘપર ભરૂસો રાખી શકું? જો હું ત્હારી પાસે આવું તો તું મને મારી નાખે."

૬. વાઘે જવાબ આપ્યો "સાંભળ! જ્યારે હું ન્હાનો હતો ત્યારે તો હું કબુલ કરૂં છું કે હું ઘણો ખરાબ હતો. મ્હારો ખરો ખોરાક મ્હારા ધારવા પ્રમાણે હરણ હતું અને જંગલના હરણુને મારવા માટે કોઇ મારા ઉપર દોષ મૂકશે નહીં. પણ હું ગામડાંઓમાં જતો અને ગાયોને મારતો. હું માણસોને અને બ્રાહ્મણોને પણ મારતો."

૭ "પણુ હવ મારા ઘડપણમાં મારાં કર્મોને માટે મને પસ્તાવો થાય છે. મારાં પહેલાંનાં ખરાબ કર્મોનો બદલો વાળવાને હવે હું સારૂં કરવા ઇચ્છું છું. મેં સાંભળ્યું છે કે ગરીબને ભીક્ષા આપવી તે સારામાં સારી વસ્તુ છે. તેથી આ સોનાની બંગડી લઈ તેને કોઇ ગરીબ માણુસને આપવા માટે હું અહીં બેઠો છું. તું ઘણો ગરીબ દેખાય છે. માટે હું તે તને આપીશ. બીતો ના. હું ઘણો ઘરડો છું અને મારા દાંત અને નખ બધા નીકળી પડયા છે. મને ઇચ્છા થાય તોપણુ હું તને ઇજા કરી શકું તેમ નથી."

૮. જ્યારે તે કંજુસે આ વાત સાંભળી ત્યારે સોનું મેળવવાની તેની ઇચ્છા એટલી બધી તીવ્ર થઇ કે તે જરા પણ રાહ જોઇ શક્યો નહીં. તે નાળામાં ચાલવા લાગ્યો ત્યાં તેને માલૂમ પડયું કે તે કાદવમાં ચ્હોંટી ગયો છે અને ખશી શકે તેમ નથી.

૯. વાઘે કહ્યું "ચાલ્યો આવ, અને બંગડી લઇ જા. આ રહી તે તૈયાર તારા માટે." કંજુસે કહ્યુ "અફસોસ હું કાદવમાં ચોંટી ગયો છું અને ખશી શકતો નથી."

૧૦. વાઘે કહ્યું "ઓહ, ઓહ! શું એમ થયું છે? હું તારા માટે ઘણો દીલગીર છું. જ્યાં છે ત્યાં તું ઉભો રહે. હું નીચે આવું છું અને તને ઘસડી જઇશ." આટલું કહેતાંની સાથે તેણે તેના ઉપર કુદકો મારી તલપ મારી. વાઘ ભૂખ્યો હતો અને થોડી વારમાં કંજુસના શરીરનો કોઇ ભાગ રહ્યો નહીં. સોનાના મોહે તેની જીંદગીનો ભોગ લીધો.



## ૨૧

## બ્રાહ્મણ અને ભીલ.

૧. એક વખત એક માયાળુ મરાઠા બ્રાહ્મણ પૂનામાં રહેતો હતો. હજારો વર્ષ ઉપર ડુંગરાઓમાં રહેતા ઘણા જુના વખતની ભીલ જાત વિષે તેણે સાંભળ્યું હતું. તેઓ જંગલી માણસો છે અને વાંચી કે લખી શકતા નથી. તેઓ જંગલી પ્રાણીઓનો શીકાર કરીને ગુજરાન ચલાવે છે અને બાણ અને ધનુષ શાસ્ત્રમાં ઘણા પ્રવીણ હોય છે. તેમાંના કોઇ જુજ માણસોએ કદી ચોપડી જોઇ હોય છે.

૨. તે બ્રાહ્મણને ભીલ લોકોને કાંઇક સારૂં કરવાની ઇચ્છા થઇ તેથી તે લોકોનું ઘર જે જંગલ છે ત્યાં તે ગયો, અને ત્યાં થોડો વખત તે એક ઝુંપડામાં તેની સ્ત્રી જે તેની રસોઈ રાંધતી તેની સાથે રહ્યો. અહીં તેણે થોડી દવા રાખી હતી. પહેલાં તો જંગલી ભીલો તેનાથી બીતા હતા પણ જ્યારે તેમને માલુમ પડયું કે તે તેમના તરફ ઘણો માયાળુ અને ભલો છે ત્યારે તેઓ તેની પાસે મળવાને આવવા લાગ્યા અને વાત કરવા લાગ્યા. જો કોઇ ભીલ માંદો પડતો તો તે તેને દવા આપતો અને તેને સાજો કરવાનો પ્રયત્ન કરતો.

૩. એક દીવસ તે બ્રાહ્મણ જંગલમાં દૂર ફરવાને ગયો. ત્યાં એક ઝાડ ઉપર કેટલાંક સુંદર ફૂલ તેણે જોયાં. તેણે વિચાર કર્યો કે થોડાં હું ઘેર મ્હારી સ્ત્રી માટે લઇ જાઉં પણ જ્યારે તેણે પોતાનું ગજવું તપાસ્યું ત્યારે તેને માલુમ પડયું કે તે પોતાનું ચપ્પુ ભૂલી ગયો છે. તે તેને ઘેર રહી ગયું હતું.

૪. એક ભીલ મિત્ર તેની પાસે ઉભો હતો. બ્રાહ્મણે વિચાર કર્યો કે " હું તેને મારા ચપ્પુને માટે મોકલીશ. તે જંગલના બધા ટુંકા રસ્તા જાણે છે અને મારા ઝુંપડે તે મારા કરતાં વધારે વ્હેલો પહોંચશે. મારી સ્ત્રી મારૂં ચપ્પું ક્યાં છે તે જાણે છે, પણ જો હું ભીલ મારફત કાંઇ સંદેશો મોકલાવું તો તે ભૂલ કરે. હું તેના ઉપર ચીઠી લખી આપીશ!" જ્યારે તેણે પોતાનો હાથ તેના ગજવામાં નાખ્યો ત્યારે તેને જણાયું કે તેના પાસે કાગળ કે પેન્સીલ કાંઇ નથી.

૫. તે બ્રાહ્મણે પછી કોયલાનો એક કકડો ઉચકીને પાસે પડેલા એક ધોળા પથ્થર ઉપર આ શબ્દો લખ્યા—' મારી છરી મોકલો "
પછી તેણે ભીલને કહ્યું—" તું આ પથ્થર મારે ઘેર મારી સ્ત્રી પાસે લઇ જઇશ અને તે તને જે આપે તે લાવીશ ?"

૬. ભીલે પૂછ્યું–" મારે તે બાઇને શું કહેવું ?" બ્રાહ્મણે જવાબ આપ્યો–" કાંઇ કહેતો નહીં, મારે કહેવાનું છે તે તે પથ્થર તેને કહેશે." ભીલે કહ્યું—"પથ્થર વાત કરી શકે છે ?" બ્રાહ્મણે કહ્યું–"હા."

૭. ભીલ કાંઇ વધારે બોલ્યો નહીં પણ પથ્થર લઇને દોડી ગયો. તે તરતજ ઝુંપડા આગળ પહોંચ્યો, બ્રાહ્મણ પત્નીને નમસ્કાર કર્યા અને તેને તે પથ્થર આપ્યો. તેણીએ પોતાના પતિના દસ્કત ઓળખ્યા અને છરી લઇ તેને આપી.

૮. તેણે તેણીને કહ્યું—" દાકતરને આનીજ જરૂર છે તે તમે કેવી રીતે જાણ્યું ? " બાઇએ કહ્યું–" પથ્થરે મને કહ્યું " ભીલ તો તાજુબ થઈ ગયો. તે છરી બ્રાહ્મણ પાસે લઇ ગયો અને પછી પોતાના ગામડામાં દોડી જઇ પોતાના મિત્રોને કહ્યું. તેઓ બોલી ઉઠ્યા—" જુઓ આપણો બ્રાહ્મણ કેવો હોંશીઆર છે. તે પથ્થરને વાત કરાવી શકે છે."



## ૨૨.

## લાકડીઓની ભારી.

૧. એક ભલો ઘરડો માણસ ઘણો દુખી હતો, કારણકે જો કે તેને ત્રણ જોરાવર દીકરા હતા તોપણ તે દરેક એક બીજાને ધીક્કારતા અને દરેક જણ પોતાના ભાઇની સાથે દરરોજ લડતો. તેને લાગ્યું કે જે જ્યાં સુધી તેમના કજીઆને અટકાવે નહીં ત્યાં સુધી તે નિરાંતે જીવી શકશે નહીં.

૨. એક દીવસ તેણે એક નોકર પાસે થોડી લાકડીઓ મગાવી અને તેમને દોરીવડે એક ભારીના રૂપમાં બંધાવી. તે માંદો હોવાથી

પોતાની પથારીમાં પડયો હતો. પછી તેણે પોતાના દીકરાઓને પોતાની આસપાસ બોલાવ્યા અને પોતાના સૌથી મ્હોટા દીકરાને કહ્યું–

૩. "મારા દીકરા, આ લાકડીઓ ભાંગવાનો પ્રયત્ન કર." તેણે પ્રયત્ન કર્યો પણ તેમ કરી શકયો નહીં. બીજાએ પ્રયત્ન કર્યો અને પછી ત્રીજાએ પ્રયત્ન કર્યો. મ્હારા સાંભળવા પ્રમાણે દરેકે પોતાનાથી બનતો પ્રયત્ન કર્યો. તેઓએ ઘણા આંચકા માર્યા પણ તે અફળ ગયા. એટલું તો સ્પષ્ટ હતું કે તેઓ લાકડીઓને ભાંગી શકયા નહીં.

૪. પછી બાપે કહ્યું–" છોકરાઓ, ઉતાવળ કરો અને દરેક જણ એકેક લાકડી ભાંગો." એ શબ્દો બોલાયા નહીં તેટલામાં તો દરેક લાકડીના ભાંગીને કકડા થયા.

૫. બાપ બોલી ઉઠયો–" સંપ જોર છે. જ્યાં સુધી તમે એક બીજાની જોડે ઉભા રહેશો અને એક બીજાને મદદ કરશો ત્યાં સુધી કોઈ પણ માણસ તમને ઇજા કે નુકશાન કરી શકશે નહી. સાથે રહેવાથી તમે સહીસલામત અને સુખી રહેશો. પણ જો એક વખત જુદા પડશો તો તમે બધા એક સામટા નીચે પડશો. (માર્યા જશો.)

---

૨૩

## ગીધ પક્ષી અને બીલાડી.

૧. ગંગા નદીને કીનારે એક મ્હોટું અંજીરનું ઝાડ હતું જેમાં ઘણાં પક્ષીઓ રહેતાં હતાં. થડ પોલું હતું અને તેમાં એક ઘરડું ગીધ રહેતું હતું અને તેણે એક વખત ઘણા સુખી દીવસ દીઠા હતા.

હવે તે ઘરડો અને નબળો થઇ ગયો હતો. તેના નખ ઘસાઇ ગયા હતા અને તે અડધો આંધળો થયો હતો. તે હવે ઉડી શકતો નહતો અને પોતાના દરની બ્હાર ડાળ ઉપર બેસવું પણ તેને માટે અઘરૂં થઈ પડયું હતું. તેનું નામ ગ્રેહેડ ( ધોળા માથાવાળું પક્ષી ) હતું.

૨. જે પક્ષીઓ ઝાડમાં રહેતાં હતાં તેમણે પોતાની આખી જીંદગી સુધી તેને ઓળખેલ હતો કારણ કે તે તે બધાના કરતાં વધારે ઘરડો હતો. તેઓ તેના ઉપર દયા લાવતા અને તેને ખાવા માટે દરરોજ ખોરાક લાવી આપતા અને આ રીતે તે પોતાનું ગુજ-રાન ચલાવતો.

૩. તેના બદલામાં, ગીધ પક્ષીઓના માળાની સંભાળ રાખતો. જોકે તે ઘરડો અને નબળો પડી ગયો હતો તેમ છતાં તે એવડો મ્હોટો હતો અને એવો બીહામણો અને જોરાવર દેખાતો હતો કે જ્યાં સુધી તે ત્યાં હોય ત્યાં સુધી તેના માળામાંથી કોઇ બચ્ચાંને ગમે તેવો બાજ, કે સમળી કે બીજું કોઇ શીકારી પક્ષી હીંમત ધરતું નહીં. ઘરડાં પક્ષીઓ ખોરાકની શોધમાં પોતાના માળાઓને ગ્રેહેડને સોંપી કોઇ પણ જાતની ધાસ્તી વીના ઉડી જતાં હતાં

૪. એક દીવસ જ્યારે બધાં ઘરડાં પક્ષીઓ ઉડી ગયાં હતાં ત્યારે "લાંબ કાન વાળી" એ નામની એક બીલાડી ઝાડનાં આસ પાસ થઇ છાની માની આવી. તેણીએ તે ગીધ જેને માટે કોઇ દીવસ તેણે સાંભળ્યું ન હતું તેને જોયો નહીં અને તેથી તેણી ઝાડ ઉપર પક્ષીઓને શોધવાને ચડી કારણ કે બીલાડીઓ ન્હાનાં પક્ષી તેમજ ઉંદર ઉપર જીવે છે. જ્યારે બચ્ચાંઓએ બીલાડીને જોઇ ત્યારે તેઓ ધણાંજ બીધાં અને એટલી બધી ચીચીઆરી કરી મૂકી કે

તેથી ઘરડો ગ્રેહેડ જે પોતાની જગ્યામાં ઉંઘતો હતો તે જાગી ઉઠયો.

૫. ગીધ ખોખરા અવાજે બોલી ઉઠયો–" કોણુ આવે છે ?" જ્યારે લૅાગ ઇઅર્સે તેને સાંભળ્યો ત્યારે તે ચમકી–તેણીએ ઉંચું જોયું અને તે બીહામણા પક્ષીને જોઇને તે બીધી અને વિચાર કરવા લાગી કે તેણીની છેલ્લી ઘડી આવી છે. તે ઉડી શકે તેમ ન હતી, તેથી તેણીએ વિચાર કર્યો કે મીઠા અને ખુશામત ભરેલા શબ્દોની શી અસર થાય છે તે જોઉં.

૬. તેણીએ ધીમેથી કહ્યું–"મ્હારા સાહેબ સાહેબજી." ગીધે જોરથી પૂછ્યું "તું કોણ છે ?" લૅાગ ઇઅર્સે નરમાશથી પૂછ્યું–"હું બીલાડી છું." ગ્રેહેડે ધમકીથી કહ્યું–" એકદમ જતી રહે નહીં તો હું તને મારી નાખીશ."

૭. બીલાડીએ આંખો નીચે ઢાળીને કહ્યું–" મ્હારા સાહેબ, હું મરવાને તૈયાર છું, પણ પહેલાં મ્હેરબાની કરીને મ્હારે કહેવાનું છે તે સાંભળો." ગીધે પૂછ્યું–" ત્હારે અહીં શું કામ છે? મ્હારા ઝાડ-માં તું કેમ આવી છે?"

૮. બીલાડીએ કહ્યું–' કૃપા કરી મ્હારા શબ્દો સાંભળો. હું આ પવિત્ર નદીને કીનારે રહું છું અને પવિત્ર બ્રાહ્મણની માફક અપવાસ કરૂં છું. બીજી બીલાડીઓની માફક હું માંસ ખાતી નથી મ્હારો ખોરાક મૂઠીભર ચોખા અને મળેતો થોડુ દૂધ છે. હું આખો દીવસ પવિત્ર પુસ્તકો વાંચુ છું. જે ઝાડ નીચે હું રહું છું ત્યાં આવતાં પક્ષીઓ મને કહે છે કે તમે ઘણા ભલા અને ડાહ્યા છો અને બધું જાણો છો. તેઓ કહેછે કે તમારી ડાળ ઉગર બેસી તમારો વખત

તમે સમાધીમાં આળો છો. તેથી મ્હેરબાન સાહેબ હું તમારી પાસેથી આજ્ઞાઓ (સૂત્ર)મને શીખવવાની યાચના કરવા આવી છું. શાસ્ત્રમાં નથી કહ્યું કે અજાણ્યા માણસો તરફ દયા બતાવવી તે સારૂં છે! મ્હેમાનને મારી નાખવો તે આતિથ્ય કરનારને માટે વ્યાજબી છે? એક ગરીબ અજાણ્યાનું આતિથ્ય કરવું તે ફરજ નથી?"

૯. ગ્રેહેડે કહ્યું—"આ બધું ઘણું સાચું છે. પણ આ ઝાડ નાના બચ્ચાંઓથી ભરેલું છે અને બીલાડીઓ પક્ષીઓને મારી નાંખે છે. તેથી મ્હેં તને જતા રહેવાને કહ્યું."

૧૦. લૉંગ ઇઅર્સે કહ્યું—"માફ કરો મ્હારા મહેરબાન. હું એક પવિત્ર અને ભલી બીલાડી છું. હું કોઇને ઇજા કરતી નથી. હું પવિત્ર પુસ્તકની અંદરની આજ્ઞાઓ પાળું છું. તમને મને શીખવવા માટે વખત ન હોય તો પણ મહેરબાની કરીને આ ઝાડમાં તમારા દરના એક ખૂણે તમારી બાજુમાં મને રહેવા દો. આપણા બન્નેને માટે પૂરતી જગ્યા છે. હું છેવટે કોક વખત તમારા મુખ ઉપર દૃષ્ટિ નાખીશ અને તમારા કામ નિહાળીને ડહાપણ શીખીશ. જેઓ સારા માણસોની સત્સંગતીમાં રહે છે તે પણ સારાં થાય છે."

૧૧. બીલાડીને આ પ્રમાણે બોલતાં સાંભળીને ઘરડો ગીધ ઘણોજ ખુશ થયો. તેણે કાંઇ જવાબ આપ્યો નહીં પણ ફરીને ઉંઘમાં પડયો. બીલાડીએ પછી ઝાડના દરના એક ખુણામાં પોતાનું રહેઠાણ કર્યું દીવસે દીવસે જ્યારે ઘરડાં પક્ષીઓ જતાં રહેતાં અને ગીધ ઉંઘી જતો ત્યારે તે કોઈ ન્હાનાં બચ્ચાંને ચોરી જતી. તે એક બચ્ચાંને અહીં અને બીજાને ત્યાં એમ ઉપાડી જતી જેથી કરીને બધાં સામટાં ખોવાઇ જાય નહીં.

૧૨. પણ થોડાજ દીવસમાં માળા ખાલી થવા માંડયા. ઘરડાં પક્ષીઓએ પોતાના બચ્ચાં ખોવા માંડયાં. એક રાત્રે જ્યારે તેઓ પાછાં આવ્યાં ત્યારે તેમણે એક મંડળ ભર્યું અને એવું નક્કી કરવામાં આવ્યું કે બીજે દીવસે સવારે ઘણીજ બારીક તપાસ કરવી. જે કહેવામાં આવ્યું તે બીલાડીએ સાંભળ્યું અને રાતમાં તે છાનીમાની ગીધના દરમાંથી પસાર થઇ ગઇ અને નાશી ગઇ.

૧૩. બીજે દીવસે અજવાળું થતાંની સાથે પક્ષીઓએ આખા ઝાડમાં જોયું. આખરે તેઓ ગીધના દરમાં આવ્યા અને ત્યાં એક ખૂણામાં પોતાના બચ્ચાંના હાડકાં તેમની નજરે પડયાં. તેઓ બુમ મારી ઉડયાં–" ગીધે આપણને દગો દીધો છે! તેણે આપણાં બચ્ચાં ખાધાં છે." તેઓ એકી સામટા તેના ઉપર પડયાં અને તેને ચાંચ મારી મારી નાખ્યો.

૧૪. મરતાં મરતાં તેણે કીધું–" અજાણ્યા માણસના લુચ્ચાઇ અને ખુશામત ભરેલા શબ્દ સાંભળવાથી શું પરીણામ આવે છે તે આ છે."

---

## ૨૪.

## આવવા અને જવા વચ્ચેનો તફાવત.

૧. શંકરરાવ નામે એક જમીનદાર કોઇ એક ગામડામાં રહેતો હતો. તેના બાપાએ રાજાને માટે સારૂં કામ કર્યું હતું જેને માટે તેણે તેને જમીનનો મ્હોટો કકડો વગર કરે આપ્યો હતો.

૨. શંકરરાવ બેદરકાર અને મૂર્ખ જુવાનીઓ હતો. પોતાની જમીન ખેડવાને તેણે નોકર રાખ્યા અને તેમના ઉપર તેણે

કદી દેખરેખ રાખી નહીં. તે આળસમાં ઘેર રહેતો અને તેના બાપે મૂકેલા તમામ પૈસા તેણે થોડા વખતમાં ઉડાવી દીધા કારણ કે તેને ફક્ત આનંદ ભોગવવાનાજ વિચાર આવતા. ચાર વર્ષમાં તે મ્હોટા દેવામાં આવી પડયો. જે શાહુકારે તેને પૈસા ધીર્યા હતા તેણે તેને એટલું બધું દુઃખ આપવા માંડયું કે તેણે પોતાનું દેવું ભરી દેવા માટે પોતાની અરધી જાગીર વેચી નાખી. બીજી અડધી શીવાપ્પા નામના એક ખેડુતને તેણે ભાડે આપી કારણ કે જાતે ખેડીને તે તેમાંથી કાંઈ નફો મેળવી શકે તેમ ન હતું.

૩. શીવાપ્પા મહેનતુ અને ડાહ્યો માણસ હતો. તે જાતે ખેતરમાં જતો અને એક નોકરની મદદથી જમીન ખેડતો તેમાં તેણે સારૂં ખાતર પૂર્યું અને સારાં બી વાવ્યાં. જે પાક તેણે લણ્યો તે ભાડા માટે આપેલ તેના કરતાં ચાર ગણું વધારે કીમતી હતું તેણે ઘણા ખરા પૈસા બચાવ્યા કારણ કે તે પોતાની જાત માટે ઘણા થોડા પૈસા ખરચતો, તેની જરૂરીયાતો થોડી હતી અને તે સાદું જીવન ગાળતો. પાંચ વર્ષમાં તેણે મ્હોટી રકમ બચાવી.

૪. એક સવારે શંકરરાવ પોતાના ઘોડા ઉપર બેઠો અને પોતાને થોડું કામ કરવાનું હોવાથી તેણે ભાડે આપેલ ખેતરની પાસે થઇને પસાર થયો. શીવાપ્પાએ તેને પાસે થઇને સ્વાર થઈ જતાં જોયો અને તેની જોડે વાત કરવાને ખેતરની બાજુએ આવ્યો તેણે કહ્યું—"શેઠજી, મેં સાંભળ્યું છે કે તમે આ ખેતર વેચી નાખવા માગો છો, જો તેમ હોયતો હું તે વેચાતું લેવાને ખુશી છું. બીજાઓ આપે તેના જેટલુંજ હું તમને આપીશ. મને તે આપો."

૫. જમીનદાર આશ્ચર્ય પામ્યો અને કહ્યું—" મ્હારી પાસે હવે મ્હારા પાસેથી ભાડે લીધી તેના કરતાં બમણી જમીન હતી.

મ્હારે કાંઇ ભાડું આપવાનું ન હતું. તેમ છતાં હું દેવામાં ઉતર્યો અને મારી અરધી જાગીર ખોઇ મ્હારી પાસે હતું તેના કરતાં ત્હારી પાસે અરધુંજ છે. તું મને ભાડું આપે છે અને તેમ છતાં પાંચ વર્ષમાં તેં તે ખરીદવા પૂરતું બચાવ્યું છે. તે કેવી રીતે બન્યું ? "

૬. શીવાપ્પાએ જવાબ આપ્યો—" શેઠજી, કારણ માત્ર એજ શબ્દમાં સમાયેલું છે. તમે કહ્યું-"જા" અને મ્હેં કહ્યું—"આવ."

૭. શંકરરાવે કહ્યું—"તું શું કહેવા માગે છે ? મ્હેં કોને જવાનું કીધું અને ત્હેં કોને આવવાનું કહ્યું ? "

૮. શીવાપ્પાએ કહ્યું—" શેઠજી, તમે તમારા નોકરને કહ્યું 'જાઓ અને ખેતર ખેડો.' તમે જાતે ત્યાં કદી જતા નહીં. જ્યારે તેમને માલુમ પડયું કે તેમના ઉપર કોઇની દેખરેખ નથી ત્યારે તેઓ અડધુંજ કામ કરવા લાગ્યા. તમે કાંઇ કર્યાં વિનાના ઘેર બેસી રહો છો. સવારે અને બપ્પોરે તમે ઉંઘો છો."

૯. હું તો સવારમાં વ્હેલો ઉઠું છું. હું મ્હારા નોકરને કહું છું કે મારી સાથે ચાલ—હું આગળ જાઉં છું અને તે પાછળ આવે છે. ત્યાં તમે તેને હમણાં ખેડતો જૂઓ છો. સૂર્ય ઉગ્યો ત્યારથી અમે સખત મજુરી કરીએ છીએ. હું તેની સાથે સાથે કામ કરૂં છું અને કહું છું " આ કર—તે કર " હું ન જાઉં ત્યાં સુધી તે ખેતરમાંથી જતો નથી. અમે આખો દીવસ સખત કામ કરીએ છીએ અને ફક્ત રાત્રેજ ઘેર આવીએ છીએ. આથીજ હું નફો મેળવું છું અને તમને ફરી મળ્યું નહીં. "

---

# QUESTIONS AND ANSWERS.

## I

Q I Give a short summary of the lesson about the Power and Wisdom of God.

Q II What questions did the schoolmaster ask Hashim?

A (1) Can you read and write? (2) Can you count? (3) Can you tell *where God is*? (4) Can you tell *what God knows*? (5) Can you tell what God can do?

Q III What answers did Hashim give to the schoolmaster's questions?

A Hashim replied that he knew how to read and write and he also knew how to count as he knew some arithmetic. But he said that he should first of all know three things before he could answer the three questions about God and he asked three questions in his turn viz. (1) Can you tell *where God is not*? (2) Can you tell *what God does not know* and (3) *what God cannot do*?

Q IV Can any positive statement be made about God so long as the negative is not known?

A No. That was inactly the reason why Hashim asked the three negative questions to the schoolmaster. If the schoolmaster could not answer the negative questions how could the pupil be expected to answer his positive questions?

---

2

Q I What story is told of King Edward the Seventh's kindness as Prince of Wales?

A One day Prince Edward saw a boy sobbing near the palace gate. He asked the reason for it. The boy wanted to see the Queen but was stopped from entering the palace by the soldier on guard, Prince Edward took him to Queen Victoria who talked sweetly to the lad and sent him off with a piece of gold. The boy even though he became old remembered the Queen's and the Prince's kindness and preserved the coin as a treasure.

Q II What is the moral of the story? A. Although great and kind persons die yet their kind and good actions live for centuries behind them in the hearts of the people.

---

3

Q I Summarise the story above "Planting trees for others."

A Once a king was out hunting. He saw an old man planting a mango tree. The king and his followers laughed at the old man's folly, because he still hoped to eat the fruit of his tree. But when the old man said that he planted the tree not for himself but for his children the king was pleased and gave him ten rupees. The old man thought that he had not planted the tree in vain.

Q II Give the moral of the story.

A. No kind of labour is ever wasted. To work for others is not only a duty but is not also without its reward.

---

4

Q I What is a bat?

A. A bat is not a bird but a flying mouse.

Q II What do you know about a flying-fox?

A. The flying foxes are a kind of bats. They have thick fur and their heads are like those of foxes. They hang by their claws in shady trees and they are often found in large numbers. They feed upon fruit.

Q III When can bats see clearly?

Q IV Where do bats generally live?

A. In dark places, caves, corners, holes in walls, roofs and old buildings.

---

5

Q I Show why the bats hide themselves during day-time.

Q II In what way did the bat claim to be both a beast and a bird.

Q III Explain and translate stanza 7 of the poem.

---

6

Q I Explain and give Gujarati meanings of the following :—

(1) Scale-pan (2) To hold court (3) To go to law (4) To dismiss (5) To try the case (6) Crammed (7) Scratch (8) Upright (9) The trial is over (10) To take trouble for nothing.

Q II Why did the cats go to law?

Q III What is the moral of the story?

A. We should not quarrel nor should we desire to take what is really other's. We should be satisfied with what we get.

---

7

Q I Translate and explain fully in Gujarati:— (a) Stanza 3, (b) They have enough they must endure, without an unkind word, (c) The good, the joy which it may bring, Long days to come shall tell, (d) It is better far, to rule by love than fear.

Q II Why should we speak gently?

A. We should speak gently because it is better to rule by love than by fear. No good can be had by saying harsh words. Sweet words impress great lessons into the minds of little children. The care worn

hearts of the old are still more grieved by unpleasant words. The poor should not be further pained by harsh tones. The good and the joy obtained by sweet and loving words last long.

---

8

Q I Why is the rose called the Queen of Flowers.

A. Because it is both beautiful and sweet.

Q II What difference is there between garden rose and wild rose?

Q III Who found out rose-attar? and how?

A. Nurjehan, the Queen of the Mogul Emperor, Jehangir, found out the rose-attar or otto of roses. She used to bathe in water scented with roses. Once the roses happened to remain in the water for two or three days and Nurjehan found a sort of oil floating on the surface of the water. On touching it she found it to be very sweet-scented. In this way she found out perfume of roses which she called Attar of Jehangir.

Q IV Show how Attar of Roses is made?

9

Q I Give Gujarati meaning of :—(1) Bygone days (2) Sniff (3) Boaster (4) Grunting (5) To have to do with.

Q II Give the moral of the poem.

A. We should have nothing to do with a boaster. An unfaithful friend should at once be given up.

Q III What do you know about the tailor and the carpenter who met a big brown bear ?

Q IV Translate into Gujarati and explain stanza 9 of this poem.

---

10

Q I What do you know about rice ? when and where it is grown ?

A. More than half the people of the world eat rice. It grows well in hot countries where there is plenty of water. The rice-plant is called paddy. The grain is called rice. When the rainy season begins the farmers plough the fields very soft and sow paddy seeds. When the rice plants are about one foot high they are pulled

out and the young-plants are pushed into mud. These young plants soon take roots and begin to grow. They want much water. After two months the paddy becomes ripe and at the end of each stalk fifty or sixty grains of rice grow. The paddy changes its colour from green to brown and then to yellow. Then the paddy is reaped. Then the grain is parted from the straw by being trampled under the feet of oxen. When the grain is separated, it is winnowed through a sieve and the small bits of straw are blown away and the paddy falls down in a heap.

---

11

Q. I Give the Gujarati meanings of (1) To plod away (2) Ear of wheat (3) Sunny day (4) Rainy day.

Q. II What lesson did the ant teach the grass-hoppers?

A. Lay up store for the rainy day when the season is fair.

Q. III Explain in Gujarati:—(a) Stanza 3 (b) Stanza 1.

12

Q I What do you know about late Lateef ?

A. Lateef was a boy eight years old. He had kind parents. On the whole he was a good and obedient boy, but he had one bad habit. He never went to school in time. So he was called late Lateef. He never posted his brother's letters in time. Once there was a fair in a town some twenty miles away from his home. Lateef and his parents wanted to go there in a railway train. The train was to start at half-past eight. His father had told him to be ready to go to the station at eight. But Lateef was out playing at eight o'clock. His parents thinking that he must have gone to the station went there but did not find him there. They purchased the tickets, but still Lateef was not found on the station. As the train was on the point of starting they took their seats and waited for Lateef. As the train whistled a boy was seen running along the platform. It was Late Lateef. He shouted

to stop the train but the train did not wait for him and started off.

Q. II What is the moral of the story ?

A. We should be regular in our works and should do them in time.

---

13

Q. I Give the meanings of the followings:—(1) peck (2) Could eat of nothing flat (3) Help yourself to all that you see (4) Tasty (5) Lapped up the soup—quite dry (6) With a grin (7) Wiles (8) Trotted off (9) So it turned out (10) And the smiles were now on the face of the bird without wiles (આ લીટી કોનાથી, ક્યારે અને ક્યા સંબંધમાં બોલાયેલ છે તે બતાવો. )

Q. II Give the moral of the poem. A-" Tit for tat." is the moral of the story. Play a trick against those who play one against you and bring them to shame once for all.

Q. III What kind of beast is a fox and what kind of bird is a stork ?

---

14

Q. I Explain-(1) In all its splendour. (2) A plaything (3) Darling (4) His eyes were swollen with weeping (5) Sleepy (6) To quiet (7) To console (8) Were at ease.

Q. II Give a short summary of the story about "Rama crying for the moon." A-One evening Ranee Kaushalya was playing with Rama, when the moon rose in all its splendour. Rama wanted to have the moon. Kaushlya at first did not understand what he wanted. At last when she came to know that Rama was crying for the moon she tried to pursuade him by giving him jewels. But Rama would not be consoled. He began to cry very much. So the Maharajah was sent for. The Maharajah also failed to console him. Then he sent for his wise minister who ordered a mirror to be given in Rama's hands and Rama was pleased on seeing the image of the moon in the mirror.

Q.III What is the moral of the story—A. The cry for the moon is as vain and unreal

as the image in a mirror. (To cry for the moon—કોઇ પણ વસ્તુ કદી પણ મળી શકે તેવી ન હોય તેને માટે રડવું તે.)

---

15

Q. I Give the meanings of-(1) To stare (2) To be in fun (3) There is nothing the matter (4) Clatter (5) Tricked.

Q. II What is the moral of the story? A-We should not make shameful fun of others otherwise someday it would ruin us, as the shepherd boy was killed by the real wolf for his fun of the villagers.

Q III What do you know about "The shepherd boy and the wolf"?

---

16

Q I Briefly summarise the story.

A. One day the king of the pigeons was flying in the air in a forest with a flock of his followers. A fowler had strown some grains of rice on the ground and over them he had spread a thin net. When the king of the pigeons saw the grains he

stopped and wanted to fly down to eat the grains. One of them who was wise said that perhaps it was a trick, but hearing the words of a foolish young and bold pigeon they all came down and were caught in the net. Seeing the fowler the king asked them all to fly with the net and they did so. But their feet were caught in the threads and they could not get out. The fowler ran after them but could not catch them. Then the king of the pigeons said that at the foot of a big tree one of his friends—the king of the mice was living. He would set them free by biting the threads as he had made a lion free. So they flew to the tree and were freed by the king of mice who took the threads away for making a nice bed to rest on.

Q II Give the moral of the story.

A. Do not be led into temptations (લાલચો) and do not follow the advice of foolish young persons.

17

Q I What do you know about "The Miser and his Gold?"

Q II What is the moral of the story?

A. Misers lost all that they collect.

---

18

Q I Explain—(1) Soon after this the merchant breathed his last breath. (2) Funeral ceremony.

Q II Give the substance of the story in English:-

A merchant had three sons. When he was on the point of dying he called his sons and told them to divide his property equally. His property consisted of houses, money, jewels, horses, cows, and other things. He had also seventeen elephants. He said that his eldest son should take half of them and his second son should take one-third and his third son should get one-ninth of the elephants. Soon after the father died and the sons performed a splendid funeral ceremony. Then they divided their father's property equally between them.

But they could not divide the elephants according to their father's wish. They asked many persons to help them. But they too could not do. Seventeen could not be divided dy two, three and nine. At last they went to the minister Appajirao who was a very wise man. The minister noxt day went to their house on an elephant and putting his own elephant along with the sevonteen he asked them to divide them. The eldest took nine, the second son took six and the youngest took two. Then Appaji took back his elephant and went home. All peoplo praised Appaji's wisdom and the sons were very much pleasod.

---

19

Q I What do you know about the Goose and the Golden Egg ?

Q II What is the moral of the story ?

A. Don't kill a goose that lays an egg of gold. Contentment is the greatest happiness. Greed ends in misery.

Q III Explain—(1) No matter what wind or weather. (2) Quacked (3) His wife, alas! fell in with the plan (4) Could scarcely believe his eyes (5) To play a trick on.

---

20

Q I Explain:—(1) He had taken to catching men (2) This gold bangle is of no use to me. (3) A miser loved gold even more than life (4) I am in luck to-day (5) All gain is got by some risk (6) No one can blame a tiger for killing deer (7) To make up for (8) To give alms to (9) Love of gold cost him his life (આગળ પાછળનો સંબંધ આપીને આ વાક્ય સમજાવો).

Q II Give the moral of the story.

A. Love of gold costs one's life.

Q III Give a short summary of the story.

---

21

Q I Explain:—(1) Are very good shots (2) To do good to (3) He felt his pocket (4) Short cuts.

Q II What do you know about the Bheels?

Q III Write a short substance of the story about "the Brahmin and the Bheel."

---

22

Q I Explain:—(1) Each tried his best (2) To break to bits (3) To stand side by side (4) To stand shoulder to shoulder and arm to arm (5) Union is strength.

Q II Give the moral of the story.

A. Union is strength. We should not quarrel but should live peacefully with each other Otherwise we are sure to be ruined.

Q III What do you know about the "old man and his bundle of sticks."

Q IV Give a story to illustrate (દાખલો આપી સાબીત કરવાને) that union is strength.

---

23

Q. I What is the moral of the story about "the Vulture and the Cat"? A—We should never trust the flattering and deceitful words of a stranger because they bring ruin to us.

Q. II Give a short summary of this lesson.

Q. III Explain and give the Gujarati meanings of the following-(1) Were worn out. (2) In return. (3) Formidash (4) Birds of prey. (5) To search for (6) In the charge of. (7) Prowling (8) Perch (9) In a threatening tone (10) Deign (11) To hold a council. (12) Has played us false (13) Pecked him to death.

Q. IV. What flattering words did the cat say to the vulture?

---

24

Q. I What is the difference between "Come" and "Go"?

Q II Give the meanings of-(1) Rent free (2) To spend little on oneself (3) The reason lies in two words only.

Q III What difference do you find between Shivappa and Shankerrao.?

Q IV Give the moral of the story. A.—Do not fall into pleasures. Work hard or else in idleness you would lose everythig you have.

---

25

Q I Explain—(1) Might was right. (2) Many a slave (3) Glade (4) Footsore (5) A whining, whimpering, moaning sound (6) Right on and on he went (7) Picked himself up (8) Moan of pain (9) Had worked its way (10) The runaway slave (11) It would be a very fine sport (12) Condemned to death (13) Made the boldest hold his breath. (14) Bounds to the side of the lonely man. (15) Androcles and his lion for ever are free ( આ વાક્ય આસપાસનો સંબંધ આપી સમજાવો )

Q II What do you know about the old slaves?

Q III What do you know about the old times? What kind of people did then live?

Q IV What do you know about Androcles and the Lion?

Q V Give the moral of the story. A—If you do good unto others, others will do good unto you...Obliging deeds done are never forgotted.

26

Q I Give the meanings of:—(1) As usual (2) Cleft (3) A little while after (4) Jammed (5) To pry into matters which one has nothing to do with (6) To have to do with (7) Wedge.

Q II Give a short substance of the story about the monkey and the Wedge.

Q III What is the moral of the story?

A. We should not be over curious. We should not try to pry into matters with which we have nothing to do.

---

27

Q I Give the meanings of:—(1) The school was over (2) Stood by (3) I would rather lose all the trees in my garden, than hear my son tell a lie ( આસપાસનો સંબંધ આપી આ વાક્ય પૂરેપૂરું સમજાવો ) (4) It was said of him that he was First in War, First in Peace, and First in the hearts of his countrymen ( આસપાસનો સંબંધ આપી આ વાક્ય પૂરેપૂરું સમજાવો. )

Q II What do you know about Washington as a boy?

Q III Give the moral of the story.

A. Never tell a lie although you may be punished by telling the truth for your fault. Never try to hide your fault.

28

Q·1 Give the meanings of (1) Toiling on at your side (2) passers by (3) With a frown. (4) We can *but* try (આ વાક્યમાં But નું parsing કરો.

Q II Give the moral of this story. A.– Those who try to please all are sure to please none. Do as your conscience bids you to do. Don't believe what others say about your proper actions.

Q III Give a short summary of the poem about "Trying to please evrybody".

29

Q I Give the meanings of (1) To stray away. (2) Wicked cur. (3) Under my very eyes. (4) With all his might. (5) In a rage. (6) He nearly died. (7) To meddle in a matter which does not concern you.

Q II Give the moral of the story. A—Mind your business and do not meddle with what does not concern you.

Q. III Give a brief summary of the lesson about the Washerman's Donkey.

30

Q. I Give the meanings of (1) The fox was cunning as fox could be (2) Swift of foot. (3) To divide the spoil (4) Stanza 12 (પૂરે-પૂરો સમજાવો.)

Q. II What do you know about the Lion's Share.

A. The largest share is called the lion's share

Q. III Give an instance to illustrate the meaning of the words " the Lion's Share."

Q. IV Give the moral of the story.

A. It is good to be clever, it is good to be swift, it is also good to be strong, but it is best to be just. Never try to have the lion's share because by doing so you will ruin others and you will also ruin yourself.

FINISH.